★ ઈન્નદ્દીન ઈન્દલ્લા હિલ ઈસ્લામ ★

# તઅલીમુદ્દીન

એટલે

# કવાનીને શરએ મોહમ્મદી

★ લેખક ★

નાચીઝ અબ્દુલ જલીલ સામરોદી

★ ભાષાંતર કરનાર ★

નવાસો અ. જલીલ એ. પટેલ સામરોદી

★ છપાવનાર ★

મકતબે જલીલીયહ

મુ. સામરોદ, વાયા પલસાણા (સુરત)

★ બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ ★

# ઈસ્લામના અકીદાઓ (માન્યતા, શ્રદ્ધા)નું વર્ણન

ઈસ્લામના નીચે પ્રમાણેના ૧૨ અકીદાઓ છે જેના ઉપર વિશ્વાસ રાખવો દરેકની ફરઝ છે.

**અકીદો નં. ૧ :** સર્વ પ્રથમ આ દુન્યાની (સૃષ્ટિની) હસ્તી (અસ્તિત્વ) નહિં હતી અને તેનો જન્મ પણ થયો હતો નહિ. ત્યારબાદ અલ્લાહના પેદા (સર્જન) કરવાથી તેની હસ્તી વજુદમાં (ઉપસ્થિત) આવી.

**અકીદો નં. ૨ :** અલ્લાહ એક છે. તે કોઈનો મોહતાજ (આધીન) નથી. કોઈએ તેને જન્મ આપ્યો નથી કે તેણે કોઈને જન્મ આપ્યો નથી. તેને કોઈ પત્ની (ઓરત) નથી તેમજ તેનું કુટુંબ (અવલાદ) પણ નથી. તેની સર્વોપરીતા–બુલંદીને કોઈ પણ પડકારી શકે નહી તેમજ તેનો મુકાબલો કે બરાબરી પણ કરી શકે નહી.

**અકીદો નં. ૩ :** તે સર્વ પ્રથમ અને અંત સુધી હંમેશા અમર રહેનાર છે.

**અકીદો નં. ૪ :** કોઈ પણ વસ્તુ તેના જેવી નથી તે બધાથી અદ્‌ભુત અને જુદો છે.

**અકીદો નં. ૫ :** તે જીવંત છે. દરેક કાર્ય અને વસ્તુ પર તેનો ચમત્કાર (કુદરત) છે. કોઈ પણ કાર્ય કે વસ્તુ તેનાથી અદ્રશ્ય કે જાણ બહાર નથી. તે દરેક નાની–મોટી વસ્તુઓને સાંભળે છે અને જુએ છે બોલે પણ છે. અલ્લાહપાકના અવાજને પયંગબરોએ સાંભળ્યો છે તે ધારે તો તેની મરજી

મુજબ કરી શકે છે. તેનો કોઈ વિરોધ કરનાર નથી. દરેક જાતની ખરાબીઓ (એબો)થી પાક છે. નફો–નુકશાન આપવો સારૂ–ખરાબ કરવું વિગેરે તેના હાથમાં જ છે. ધંધો–રોજગાર (રોજી–રીઝક) પણ એ જ આપે છે. દુન્યા ફના (નાશ) થનાર છે. મૃત્યુ બાદ તે જ ફરીથી જીવન (પુનઃ જન્મ) આપનાર છે. આખી દુન્યાનું રક્ષણ કરતાં તે થાકતો નથી. તે સુતો પણ નથી. તેની દરેક વિશિષ્ટતાઓ (સીફતો) હમેંશાથી છે અને અંત સુધી રહેશે.

**અકીદો નં. ૬** : તે ભવિષ્યની વાતોનો જાણકાર (આલેમુલ ગયબ) છે. તેના સિવાય કોઈના પણ હાથમાં ભવિષ્યની (ગયબ) ચાવી નથી.

**અકીદો નં. ૭** : અલ્લાહપાકે મનુષ્ય જાત (મખલુક)ને સીધા રસ્તા પર દોરવા માટે (રાહબરી માટે) અસંખ્ય પયગંબરો અને નબીઓને આ દુન્યામાં મોકલ્યા છે, જેની ચોક્કસ સંખ્યા જાણવી અશક્ય છે. આપણે બધા જ પયગંબરો અને નબીઓ પર ઈમાન લાવવું જરૂરી છે.

**અકીદો નં. ૮** : અલ્લાહપાકે એક તેજસ્વી અને પ્રકાશિત (નુરાની) પ્રજા (મખલુક) સર્જી છે. જેને ફરીશ્તા કહેવામાં આવે છે, જેઓ નુરી વર્ગના કહેવાય છે. તેમનામાં પણ એક બીજાથી ચઢતા– ઉતરતા (ઉંચ–નીચના) વર્ગો છે. તેમને જુદા જુદા અલગ કાર્યો પર નિયુક્ત (મુકર્રર) કરવામાં આવ્યા છે. તેઓ અંશ (ઝરા) બરાબર પણ આજ્ઞા (હુકમની) અવગણના (નાફરમાની) કરતાં નથી. તેઓ પોતાની ફરજ પર હમેશાં વળગેલાં રહે છે.

અલ્લાહે બીજી એક મખલુક આગમાંથી બનાવી છે. જેને જીન, શયતાન કહેવામાં આવે છે. આ નારી વર્ગના છે. આ બંને પ્રજાઓ (નુરી અને નારી) આપણી આંખોથી અદ્રશ્ય છે. આગથી બનેલી પ્રજાનો સરદાર ઈબ્લીસે લઈન છે. અલ્લાહપાકે તેમને મનુષ્યની નસો તેમજ શરીરના ભાગોમાં પ્રવેશ કરનારની શક્તિ આપી છે. જીન લોકોમાં સાચો (મોમીન) મુસલમાન અને કાફિર મુસલમાન એમ બંને પ્રકારો છે.

**અકીદો નં. ૯** : અલ્લાની ઈબાદત (પ્રાર્થના) કરવાથી મનુષ્ય તેના નજીક (સમીપ) પહોંચે છે, અને તેનો દોસ્ત (પ્રિય) બને છે. આવા ફરમાંબરદાર હુકમોનું પાલન કરનાર)ને વલીઉર્રહેમાન કહેવામાં આવે છે અને અલ્લાહના હુકમોનો વિરોધ કરનાર (નાફરમાન)ને વલીઉશ્શયતાન કહેવામાં આવે છે. મનુષ્ય જ્યાં સુધી સભાન અવસ્થામાં જીવંત હોય (હોશ હવાસ) ત્યાં સુધી ઈબાદત કરી અલ્લાહના નજીક પહોંચી વલી બને શકે છે, પરંતુ કોઈપણ સંજોગોમાં નબી બની શકતો નથી. શરીઅતના પાબંદ (આધીન) રહેવું અને ઈબાદત કરવી મનુષ્ય માટે ફરજીયાત છે. તેના માટે કોઈપણ જાતની છુટછાટ નથી. સારા લોકો (વલી) દ્વારા કોઈ આશ્ચર્યકારક અદ્દભુત વાત નજર સમક્ષ આવે તેને કરામત (ચમત્કાર) કહેવામાં આવે છે.

**અકીદો નં. ૧૦** : અલ્લાહ અને તેના રસુલે દીન (ધર્મ)ની બધી જ વાતો કુરઆન અને હદીસમાં તેના માનનારાઓને બતાવી છે. હવે દીનમાં કોઈ નવી વાત કાઢી શકે કે વધારી શકે નહી. આવી નવી વાતોને બીદઅત કહેવામાં આવે છે. બીદઅત એક ઘણો જ મોટો ગુનો છે. રસુલુલ્લાહની વાતો માનવી ફરજીયાત છે. અલ્લાહે કોઈપણ વ્યકિતની વાત માનવાની મનાઈ કરી છે. રસુલુલ્લાહની તાબેદારી કરવી આપણી ફરજ છે. કોઈપણ વ્યકિતની વાત પર શ્રધ્ધા રાખી તેની તાબેદારી કરવાને તકલીદ કહેવામાં આવે છે. જે અજ્ઞાનતા (જહાલત) અંધશ્રધ્ધા અને અવળો માર્ગ છે. કુરઆન અને હદીસની જાહેર અને સત્ય વાતને માનવી નહી અને પોતાના સ્વાર્થ માટે ગલ્લા–તલ્લાં અને આડું–અવળુ અર્થ કરી પોતાનો સ્વાર્થ સાધવો બદદીની (અધર્મતા) છે.

**અગત્યની ચેતવણી** :– લોકોએ શરીઅત (ધર્મ)ના અહકામો (કાર્યો)ને ૯ પ્રકારમાં વહેંચી દીધા છે. (૧) ફરજ (૨) વાજીબ (૩) સુન્નત (૪) મુસ્તહબ (૫) હરામ (૬) મકરૂહ તહરીમી (૭) મકરૂહ તનઝેહી (૮) ઈસ્તેહસાન (૯) મુબાહ.

આ વહેંચણી નબીએ કરીમે બતાવેલી નથી. આ તો ફકત મઝહબીઓ (પંથવાદીઓ)એ ઉપજાવી કાઢેલી છે. આ વહેંચણીએ કુર્આન અને હદીસના અહકામોનો સંપૂર્ણ વિરોધ કરી સર્વનાશ વાળ્યો છે. ખુદા અને રસુલના અહકામોની ઈજ્જત અને આબરૂ લોકોના હૃદય અને (દિલો)માંથી એકદમ કાઢી નાખી છે. અલ્લાહનો હુકમ છે કે **"મા કા નલે મુઅમીનીન વલા મુઅમીનતીન એઝા કઝલ્લાહો લરસુલુહુ અમરન અંય્યકુન તહેમુલ ખેયરતો."** અર્થાત એ ઈમાનવાળા પુરૂષો અને ઈમાનવાળી સ્ત્રીઓને કોઈપણ સંજોગોમાં યોગ્ય નથી કે તેઓ અલ્લાહે જે કાર્યો કરવા માટે હુકમ આપ્યો છે તેમાં ફરીથી પોતાની મરજી મુજબ ફેરફારો કરે.

ખુદાવંદે કરીમના દરેક હુકમો પર ફરજીયાત રીતે અમલ કરવો જોઈએ જે **"વાજીબુલ અમલ"** છે. નબીના કાર્યો અને હુકમો અસલ સુન્નત છે, પરંતુ મઝહબીઓએ તેમાં સહાબાઓ (રસુલુલ્લાહના શિષ્યો)ના કાર્યોને પણ સુન્નત તરીકે અપનાવી–સ્વીકારી લીધાં છે. હકીકતમ તો સારેઅ (શરીઅતનો બનાવનાર) અલ્લાહ જ છે. નબી પણ નથી. નબી તો ફકત અલ્લાહે બતાવેલી શરીઅતને બતાવનાર, વર્ણન અને ખુલાસો કરનાર છે. નબીને પણ કોઈ હક નથી કે તેઓ પોતાની મરજી મુજબ કોઈપણ કાર્યને શરઈ (શરીઅત) કરી શકે. કોઈપણ કાર્ય કે વસ્તુને હલાલ અને હરામ, જાઈઝ (યોગ્ય) અને નાજાઈઝ (અયોગ્ય) ઠેરવવાનો અધિકાર અલ્લાહનો જ છે. શરીઅતના કાર્ય કે વાતમાં જરા પણ દખલગીરી કરવાનો કોઈનો અધિકાર નથી. શરીઅતમાં ફર્ઝ અને વાજીબ એ બંને રસુલુલ્લાહથી જ માન્ય છે. તેમણે જ બતાવ્યું છે. શરીઅતમાં ફર્ઝ અને વાજીબમાં કોઈપણ જાતનો તફાવત નથી. અલબત્ત, મઝહબીઓએ તફાવત જરૂર બતાવ્યો છે. સહાબા કેરામતો 'સુન્નત, શબ્દથી પણ દુર ભાગતા હતાં અને નફરત કરતા હતા. મુસ્તહબ, મકરૂહ અને મુબાહ એ તો કુર્આન અને હદીસના ફરમાનોનો સદંતર નાશ કરી પાછળ ધકેલી દીધા છે. આ બંનેની

(ઈઝઝત) પ્રતિષ્ઠા લોકોના હૃદયમાંથી ઘટાડી નાંખી છે, જેથી ખુદા અને રસૂલના હુકમની ઈજ્જત ઘટી ગઈ છે.

વધુ ખુલાસા માટે શેર્હખમસીન કર્તા અલ્લામા ઈબ્ને રજબનું અવલોકન કરો. તમે જ તમારી બગલમાં મોં નાંખી જુઓ કે આ ઈસ્તલાહોએ (વહેંચણીએ) કુર્આન અને હદીસના હુકમોની કેવી અવગણના કરી તેનો કેવો અંત લાવ્યા છે ? લોકોમાં ખુદા અને રસુલની વાતોને ઉડાવી દેવાની આશ્ચર્ય (ચમત્કાર) કરી હિંમત અને શક્તિ પ્રગટી છે. તદુપરાંત મઝહબીઓએ આ ઈસ્તેહસાવની શોધ કરી છે જેનાથી જે થોડી ઘણી ઈજ્જત અને આબરૂ રહી તી તે પણ રહેવા પામી નહી. **"ઈન્નાલિલ્લાહિ વઇન્ના ઈલયહિ રાજિઉન."** અલ્લાહ સદ્બુદ્ધિ આપે.

## ✪ ઇમાનનું વર્ણન ✪

ઈમાન કોને કહે છે ? કોના ઉપર આધાર રાખે છે ? ઈમાન એટલે મૌખિક પ્રતિજ્ઞા કરવી અને હાથ–પગ (શરીરના અવયવો) મારફતે કાર્યો કરવાને કહે છે. (સહીહ બુખારી) ઈમાન ઘટે છે અને વધે પણ છે. (બુખારી) અર્થાત ગુનાહ અને નાફરમાની કરવાથી ઘટે છે અને નેકી તેમજ ભલાઈ કરવાથી વધે છે. ઈમાન અને અમલ (કાર્ય કરવું) એક જ છે. (બુખારી) ઈમાનવાળાઓ પોતાના કાર્યોને અનુસરીને એકબીજાથી ઉતરતા અને ચઢિયાતા હોય છે. (બુખારી) ઈમાનની ૭૦ થી વધુ શાખાઓ છે. (બુખારી વગેરે) ઈમાનના અચાનક નાશ થવાના ડરથી ઈમાનવાળાએ બચતાં રહેવું જોઈએ. (બુખારી) ઈમાનવાળાએ પોતાના ઈમાનને જીબ્રઈલ અને મીકાઈલ (ફરીશતાઓના નામ)ના ઈમાનથી ચઢિયાતું ગણવું જોઈએ નહિ. (બુખારી) મરજીયાહ ફિરકાવાળા પંથીઓના નજીક બનીઆદમ (મનુષ્યનું) ઈમાન ફરીશતાઓના ઈમાન બરાબર છે. આ માન્યતા સદંતર ખોટી છે. ઈબ્ને અબી મુલયકહ

ફરમાવે છે કે હું ત્રીસ સહાબાઓને મળ્યો. મેં તેમના દ્વારા કહેતાં સાંભળ્યું નથી કે અમારૂં ઈમાન ફરીશતાઓના ઈમાન બરાબર છે. (બુખારી) અલ્લાહ તઆલા અર્શઅઝીમ પર રહે છે. તેનું વર્ણન કુરઆન શરીફમાં સાત જગ્યાઓ ઉપર આવ્યું છે. અલ્લાહ આસમાને દુન્યા (આકાશ લોક) પર પણ ઉતરે છે. (સહીહ, મુસ્લિમ વગેરે) અલ્લાહ બધી જગ્યાઓ ઉપર ધ્યાન રાખે છે અને તે પોતે જ અર્સમુઅલ્લા પર ઉપસ્થિત છે. (કુરઆન મજીદ અલ્લાહના શારિરીક અંગોનું વર્ણન જેવી રીતે કે હાથ, મોં, આંગળા, પગ, આંખ, કાન વગેરે કુર્આન અને સહીહ (સાચી) હદીસોમાં આવ્યું છે તેના ઉપર વિના સંકોચે અને વગર દલીલે ઈમાન લાવવું અને સત્ય હકીકત છે એમ માનવું જરૂરી છે. તેનો વિરોધ કરવો કે નહી. માનવું બેદિની (અધર્મતા) અને ઈલ્હાદ છે. (કુતુબે તૌહીદ) મુઅતઝલા ફીર્કાવાળાઓ અલ્લાહના શારિરીક અંગોનું વર્ણન (સીફતે બારી)ના વિરોધીઓ અને તાવીલ (બનાવટ)થી કામ લેનારાઓ છે. ઈમામ ઈબ્ને માજાએ પોતાની સુનનમાં અલ્લાહના બધા જ અંગોને એક એક કરી બતાવ્યું છે. જેને આ લોકો નથી માનતા. ઈમામ તીરમીઝીએ આ બધી વાતોનું પોતાની જામેઅ તીરમીઝીમાં વર્ણન કર્યું છે. અલ્લાહને કોઈ મીસલ (બરાબર તેના જેવું) નથી. (કુર્આન મજીદ)

અલ્લાહ વિના કાને સાંભળે છે, વિના આંખે જુએ છે, તેના હાથ કુદરતી છે, સ્વબળે દરેક જગ્યાએ વસેલો છે અથવા દરેકની સાથે રહે છે અથવા તેનું કોઈ સ્થળ (ઘર) નથી. તે કોઈ સ્થાયી જગ્યાએ નથી અથવા એમ કહેવું કે તે દરેક વસ્તુઓમાં છે. આવી જ રીતે કહે છે કે અહદ (પ્રતિજ્ઞા) અને અહમદ (નામ)માં ફકત મીમ (મ) નો જ તફાવત છે તેવી જ રીતે રબ (અલ્લાહ) અને અરબ (જાતિ)માં એન (અ)નો જ તફાવત છે. ઉપર જણાવેલા વિચારોને માનનારા (વિચાર સરણી ધરાવનારા) અલ્લાહની વિશિષ્ટતાઓનો વિરોધ કરનારાઓ મુશરીક (અધર્મી) અને મુઅતઝલા ફિઝીઓ છે. તેઓ સાચા

મુસલમાન નથી. (કુતુબે તૌહીદ) અલ્લાહનું હસવું, રાજી થવું રહેમ કૃપા કરવી ગુસ્સે થવું, કોપ પ્રગટાવવો વગેરે પણ અલ્લાહની વિશિષ્ટતાઓ છે. (બુખારી) જન્નત (સ્વર્ગ) અને દોઝખ (નર્ક) બન્ને અલ્લાહે સર્જેલી છે, જે ઉપસ્થિત છે અને કાયમ રહેશે. (બુખારી) બન્ને અવિનાશી છે. (ફના થવાની નથી) (અકીદહ સાબૂનિયહ) ઈમાનવાળાઓ પોતાના પરવરદિગારને પોતાના કયામતના દિવસે (પ્રત્યક્ષ અને પરોક્ષ) પોતાની નજરે જોશે. (સહીહૈન કીતાબુલ્લાહ) અલ્લાહ પર ઈમાન લાવવું ફરીશતાઓ પર ઈમાન લાવવું મૃત્યુ બાદ ફરી જન્મ લેવા પર ઈમાન લાવવું. તકદીર (ભવિષ્ય)ના બનવા–બગડવા પર ઈમાન લાવવું વગેરેને ઈમાન કહે છે. (સહીહ, મુસ્લિમ વગેરે) કુર્આન ખુદાનું કલામ (વાણી) છે. તે મખલુક નથી. જે મખલુક કહે છે કાફર છે. (ખલકેલ અફ આલુલ ઈબાદ બુખારી)

## ✪ ઇસ્લામનો પાયો ✪

ઈસ્લામનો પાયો નીચે પ્રમાણેના પાંચ મુળભુત સિદ્ધાંતો પર રચાયેલો છે.

(૧) અલ્લાહ એક જ છે અને મુહમ્મદ રસુલુલ્લાહ (સ.અ.વ.)ને અલ્લાહના બંદા અને રસુલ સમજવા. (૨) નમાઝ પઢવી. (૩) ઝકાત આપવી. (૪) જે રીતે અલ્લાહ અને તેનો રસુલ એક જ છે તે રીતે તેના હુકમ, આજ્ઞાને પણ એક જ અચળ સમજવા. તેના હુકમ સામે ઝયદ બકર (મનુષ્ય)ની વાતોનો કોઈ ભરોસો નથી. (મવહેબુલ્લ લ દુનિય્યહ) લા ઈલાહ ઈલ્લલ્લાહનો પણ આ જ અર્થ થાય છે કે અલ્લાહના સિવાય કોઈનો પણ હુકમ, નિર્ણય કે સિદ્ધાંત માનવું નહિ. (કૂતબ તૌહીદ)

## ✪ પાણી વિષે વર્ણન ✪

પાણી પાક કે પવિત્ર છે જ્યાં સુધી તેનો રંગ, ગંધ અને સ્વાદ બદલાતો

નથી ત્યાં સુધી તે નાપાક (અપવિત્ર) થતુ નથી. (સહીહ, બુખારી) દરિયાનું પાણી પાક છે. (તિરમીઝી) વપરાયેલા પાણીનો ઉપયોગ કરી શકાય (જાઈઝ) છે. (બુખારી) ખજુરના શરબતથી વુઝૂ કરી શકાય નહી. (બુખારી) બાલ (માથાના વાળ) ધોયેલા પાણીથી પણ વુઝૂ કરી શકાય (દુરુસ્ત) છે. (બુખારી) બંધ (ઘેરાયેલા) પાણીમાં જેને નહાવાની જરૂર હોય (જુંબીએ) તેણે નાહવું જોઈએ નહી. (મુસ્લિમ) બંધ પાણીમાં પેશાબ કરવો જોઈએ નહી. (બુખારી) બે કુલ્લાં (ભીસ્તીની અઢી મશક) પાણી કોઈપણ નજાસત (ગંદકી) વસ્તુના પડવાથી નાપાક થતું નથી જ્યાં સુધી (૧) રંગ (૨) ગંધ અને (૩) સ્વાદમાં ફેરફાર થતો નથી. (સુનને અરબયહ, બયહકી, ઈબ્ને ખુઝયિમહ હાકેમ) બીરે બૂઝાઅહ નામનો કૂવો જે મદીના શહેરના નીચાણ ભાગમાં હતો તેના પાણીથી રસુલુલ્લાહ (સ.અ.વ.)એ લોકોને વુઝૂ કરવાનો હુકમ આપ્યો હતો: જેમાં સ્ત્રીઓના હૈઝ (માસીક સ્ત્રાણ)માં વપરાયેલાં ચીથરાં, કૂતરાનું માંસ તેમજ દરેક પ્રકારની ગંદકી પડતી હતી. આપે ફરમાવ્યું કે કોઈ પણ વસ્તુ પાણીને નાપાક કરતી નથી. (અહમદ, અબુ દાવુદ, તિરમીઝી, ઈમામ તિરમીઝી આ હદીસને હસન કહે છે અને ઈમામ અહમદ સહીહ કહે છે. ઈમામ અબુ દાવુદ અને ઈમામ અહમદની બીજી એક રીવાયતમાં આવ્યું છે કે આ કૂવાનું પાણી રસૂલુલ્લાહના પીવા માટે લાવવામાં આવ્યું હતું એમ મુનતકામાં છે.)

બીલાડીએ પીધેલા પાણીમાંથી જે પાણી વધ્યું હોય તેનાથી વુઝૂ કરી શકાય છે. (અહમદ, સુનને અરબયહ) સ્ત્રીએ વુઝૂ કરેલું પાણી પાક છે. તેમાંથી જે વધ્યું હોય તેનાથી વુઝૂ કરી શકાય છે. (સહીહ બુખારી) ૧૦ × ૧૦ વાળો મસ્અલો કોઈપણ શરઈ દલીલથી સાબીત નથી. (શરહ સુન્નહ શરહ વિકાયહ) જે તળાવ કે ખાડા–ખાબોચીયામાં કૂતરાં, શિયાળ, ગધેડાં તેમજ વરૂ અને વાઘ, સિંહ જેવા ફાડી ખાનારા હિંસક જાનવરો પાણી પીતા હોય તો તેમાંથી પાણી લઈ વુઝૂ કરી શકાય છે. (ઈબ્ને માજા વિગેરે)

પાણી પાક કે પવિત્ર છે. જ્યાં સુધી રંગ, ગંધ કે તેનો સ્વાદ બદલાતો નથી ત્યાં સુધી તે નાપાક (અપવિત્ર) થતુ નથી. (સહીહ બુખારી)

## ✪ ઝાડા અને પેશાબ કરવા વિષેનું વર્ણન ✪

જાજરૂ અને પેશાબ કરવા માટે કેવી રીતે અને ક્યાં બેસવું.

## ✪ નાપાકીથી કેવી રીતે બચવું વગેરેનું વર્ણન ✪

જ્યારે જાજરૂ અને પેશાબ કરવા જાવ ત્યારે સૌથી પહેલાં **"બિસ્મિલ્લાહે અલ્લાહુમ્મ ઇન્ની અઉઝો બેક મીનલ ખોબોસે વલ ખબાઈસે"** પઢી લેવું. (સઈદ બીન મનસુર, ફત્હુલ બારી, કનઝુલ ઉમ્માલ). જાજરૂમાં ડાબા પગ ઉપર ભાર દઈ બેસવું. (તબરાની, બયહકી) જ્યારે જાજરૂથી બહાર નીકળો ત્યારે **"અલહમ્દોલિલ્લાહીલ લઝી અઝહબ અન્નીલ અઝા વ આફાની"** પઢવું. (ઈબ્ને માજા) અથવા 'ગુફરા ન ક' પઢવું. (ઈબ્ને માજા, તિરમીઝી, અબુ દાવુદ, અહમદ) જમણા હાથથી પાણી (ઈસ્તીંજા) લેવું નહી. (બુખારી વગેરે) પેશાબ કરતી વખતે પેશાબની જગ્યા (ઈન્દ્રીય)ને જમણા હાથથી પકડવું જોઈએ નહી. (બુખારી) છાણ (ગોબર) તેમજ લીંડા વગેરેથી ઈસ્તીંજા કરવો નહી. (બુખારી વગેરે) પાણીથી પાકી કરવું જાઈઝ છે. (બુખારી) જાજરૂમાં પાણી સાથે લઈ જવું જરૂરી છે. ઉભા રહીને પણ પેશાબ કરી શકાય. (બુખારી) બંધ પાણીમાં પેશાબ કરવું જોઈએ નહિ. (બુખારી) જાજરૂ અને પેશાબ કરવા માટે કોઈપણ વસ્તુની આડ (અવરોધ) કરવી જોઈએ. જો કોઈ વસ્તુ ન મળતી નહિ હોય તો રેતી વગેરેનો ઢગ કરી તેના તરફ પીઠ (કેડ) કરી બેસવું. (અહમદ, ઈબ્ને માજા, અબુ દાવુદ) જાજરૂ અને પેશાબ કીબ્લા (પશ્ચિમ દિશા) તરફ મોં અથવા પીઠ રાખી કરવું નહી. હા, ઘરમાં અથવા કોઈ દીવાલની આડ (અવરોધ–પડદો) હોય તો કરી શકે છે. (બુખારી) પેશાબના છાંટાઓથી બચવું અને દૂર રહેવું જરૂરી છે, કારણ કે

ખાસ કરીને કબરનો અઝાબ (શિક્ષા) તેનાથી જ ઉત્પન્ન થાય છે. (દારે કુતની, સહીહેન) ત્રણ ઢેફાં કરતાં ઓછાથી ઈસ્તીંજા કરવી મનાઈ છે. (મુસ્લિમ) હાડકાંથી ઈસ્તીંજા કરવાની મનાઈ છે. (મુસ્લિમ) જાજરૂ કરતી વખતે વાત કરવી નહી. (ઈબ્ને માજા, અબુ દાવુદ, ઈબ્ને હીબ્બાન ઈબનુલ કત્તાન ઈબ્ને સકન અને ઈબનુલ કત્તાને આ હદીસને સહીહ કહી છે.) રાતના સમયે લાકડાં વગેરેના વાસણમાં પેશાબ કરી શકાય છે. (અબુ દાવુદ, નિસાઈ) જાજરૂ જતાં પહેલાં વીંટીમાં જો અલ્લાહનું નામ હોય તો તેને કાઢી નાંખવી (સુન્નતે અરબઅહ તિરમીઝી, તિરમીઝીએ આ હદીસને સહીહ કરી છે.)

પેશાબ કરવા માટે નરમ, પોચી જમીનની શોધ કરવી જોઈએ. (અહમદ, અબુ દાવુદ) જમીનમાં સાંપ, ઉંદર વગેરેના દર, કાણા હોય તો તેમાં પેશાબ કરવું નહી, કારણ કે આવી જગ્યાઓમાં જીન વસવાટ કરે છે. (અહમદ, અબુ દાવુદ, નિસાઈ) ફળ આપનારા ઝાડ નીચે તેમજ નહેર ચાલુ હોય તો તેના કિનારા ઉપર પેશાબ, જાજરૂ માટે બેસવું નહી. (તબરાની) ઓવારા (ઘાટ) રસ્તાઓની વચ્ચે તેમજ છાંયડાની નીચે જાજરૂ કે પેશાબ કરવું નહી. (અહમદ) ગુસલખાના (સ્નાનગૃહ)માં પેશાબ કરવું જોઈએ નહી. હા, જો તે પાકુ હોય અને તેમાંથી પાણી નીકળવાનો રસ્તો હોય તો કરી શકે છે. (તિરમીઝી) પેશાબ કરી રહ્યા બાદ પેશાબની જગ્યાએ ત્રણ વાર નીચોવવું. (ઈબ્ને માજા) પાણી તથા પથ્થર મેળવી (વડે) ઈસ્તીંજા કરવુ ઘણું જ સારૂ છે. (બઝઝાર) ઈસ્તીંજા કરી રહ્યા બાદ હાથને જમીન પર ઘસી નાંખવું. (અબુ દાવુદ)

## ✪ વુઝૂ કરવાની રીત ✪

પાણીનો દુરૂપયોગ (ઈસરાફ) કરવો નહી. (ઈબ્ને માજા) રસુલુલ્લાહ (સ.અ.વ.) એક મુદ એટલે કે પુરૂ ૫૩ તોલા પાણી લઈ વુઝૂ કરતા હતા. (સહીહેન) "બીસ્મીલ્લાહ" કહી વુઝૂ કરવાની શરૂઆત કરવી. (બુખારી,

મુસ્લિમ, અહમદ, અબુ દાવુદ, તિરમીઝી, ઈબ્ને માજા) દરેક નમાઝના સમયે (મીસવાક) દાંતણ કરવી જોઈએ. (સહીહૈન) રસુલુલ્લાહ પીલવણનું દાતણ કરતા હતા (તલખીસ) આંગળાથી પર (મીસવાક) દાતણ કરી શકાય. (બયહકી, તબરાનીઅવ ઔસત) વુઝૂ જમણા હાથથી શરૂ કરવું. (બુખારી) **વુઝૂ કરવાની રીત** : પ્રથમ બંને હાથોને પહોંચા સુધી ત્રણ વાર ધોવું. (સહીહૈન) ત્યાર બાદ એક ખોબલી પાણી લઇ તેમાંથી અડધું પાણી મોં માં નાખી કોગળા કરવા અને અડધું પાણી નાકમાં લઈ નાક સાફ કરવું. આવી રીતે ત્રણ વાર કરવું. (સહીહૈન) દાઢીનો ખીલાલ પણ કરવો. (ઈબ્ને માજા વગેરે) ત્યારબાદ બંને હાથોને કોણી સુધી ધોવા. (સહીહૈન) ત્યારબાદ માથાનો મસહ કરવો જેની રીત આ છે. બંને હાથોને પેશાની (કપાળ)થી ડોક (ગરદન) સુધી લઈ જવું. ફેરવવું અને ફરીથી બંને હાથોને ડોકથી પેશાની સુધી (જ્યાંથી શરૂ કર્યું હોય ત્યાં સુધી) લઇ આવવું. (સહીહૈન) ત્યારબાદ નવું પાણી લઈ કાનનો મસહ કરવો. (બઝઝાર, તબરાની, મોઅત્તા ઈમામ માલીક) **કાનના મસહની રીત** : બંને હાથોનો તશહહુદ (અંગુઠા પછી)ની આંગળી બંનેવ કાનના અંદરના ભાગમાં મસહ કરે (ફેરવે) અને અંગુઠા વડે કાનની બહારના ભાગનો મસહ કરે. (ઈબ્ને માજા, નિસાઈ) ડોકના મસહ કરવાનો રીવાજ લોકોમાં જે પ્રચલિત છે તે હઝરત (નબીએ કરીમ સ.અ.વ.)થી સાબીત નથી, પરંતુ બીદઅત અને અર્થહીન છે. (ઝાદુલ મઆદ તલખીસુલહબીર) આખા માથાનો મસહ કરવો જરૂરી છે. (બુખારી) જો પાઘડી બાંધી હોય તો પેશાનીના બાલ પર હાથ ફેરવી પાઘડી ઉપર માથાના મસહની જેમજ હાથ ફેરવવો અને મસહ પૂરો કરવો. (સહીહૈન) ત્યારબાદ જમણા અને ડાબા પગોને ધોવું. (સહીહૈન) હાથ–પગ, મોં વગેરેને ત્રણ વાર, બે વાર કે એક વાર પણ ધોઇ શકે છે અથવા કોઈ ભાગને એક, કોઈ ભાગને બે કે કોઈ ભાગને ત્રણ વાર પણ ધોઇ શકે છે. બધી જ રીતે સારી છે. (સહીહૈન) ત્રણ વારથી વધુ કરવું

જાઈઝ નથી. (બુખારી) વુઝૂ કરી રહ્યા બાદ એક ખોબલી પાણી લઈ ખસતક (રૂલાંય)ના ભાગ ઉપર છાંટવુ. (અબુ દાવુદ, તિરમીઝી) વુઝૂ કરી રહ્યા બાદ **"અશ્હદો અલ્લાઇલાહ ઇલ્લલ્લાહો વહદહુ લા શરીક લહુ વઅશ્હદો અન્ન મુહમ્મદન અબ્દોહુ વરસુલહુ"** પઢવું. (મુસ્લિમ) અને આ દુઆ પણ પઢવી, **"અલ્લાહુમ્મજ અલની મીનત્તવ્વાબીન વજઅલની મીનલ મુતહહેરીન"** (તિરમીઝી) જે લોકો વુઝૂ કરી રહ્યા બાદ **"ઇન્ના અનઝલનાહો"** પઢે છે તે સદંતર અર્થહીન છે. (મકાસીદુલ હસનઅ તલખીસ અને હાફેઝ ઈબ્ને હજરી) દરેક ભાગો પર જુદી જુદી જે દુઆઓ પઢવાની ફીરકાવાળાઓએ બતાવી છે તે તો તેમની જ ઉપજાવી કાઢેલી છે. રસુલુલ્લાહથી સાબીત નથી. (ઝાદુલ મઆદ અને અલ વાબેલુલ સૈયીબ) એક વાર કરેલા વુઝૂથી જેટલી નમાઝો પઢવી હોય પઢી શકે છે. (સહીહૈન) વુઝૂ તુટયું ન હોય પણ ફરી વુઝૂ કરવું એ તો નુર ઉપર નુર અતિ સુંદર છે. (રઝીન તલખીસ) જે મુસાફરે (પ્રવાસીએ) ચામડાં કે બીજી કોઇ વસ્તુના મોજા પહેર્યા હોય તો તે ત્રણ દિવસ અને ત્રણ રાત સુધી અને સ્થાયી (કાયમી) હોય તો એક દિવસ, એક રાત સુધી મસહ કરી નમાઝ પઢી શકે છે. (બુખારી) આ મસહ ક્યારે કરી શકે જ્યારે કે પગોને ધોવા બાદ મોજા પહેર્યા હોય. જો જાડા હોય તો તેના ઉપર મસહ કરવું જાઈઝ છે અને પાતળાં હોય તો નહી. (તિરમીઝી) નાપાકી કે નહાવાનું થાય ત્યારે મોજા ઉતારવા પડશે. જાજરૂ કે પેશાબ માટે અથવા સુતા હોય તો ઉતારવું જરૂરી નથી. (તિરમીઝી, ઈબ્ને માજા, નિસાઇ) મોજાના ઉપર મસહ કરે. (અબુ દાવુદ, તિરમીઝી) **મસહની રીત** :- બંને હાથની આંગળીઓને પાણીમાં બોળી (ડુબાડી) પહોળી કરી પગની આંગળીઓથી શરૂ કરી સીધી લીટીની જેમ પગના ઉપરના ભાગ સુધી લઈ જવું. (તબરાની ઔસત, ઈબ્ને માજા).

## ✪ વુઝૂ કઈ વસ્તુઓથી તુટે છે અને નથી તુટતું ? ✪

આગળ (હગામી) અને પાછળ (હવા છુટવી)થી નીકળવાવાળી વસ્તુઓથી વુઝૂ તુટી જાય છે. (બુખારી) આગળ અથવા પાછળથી કીડો કે જંતુ નીકળે તો ફરી વુઝૂ કરવું. (બુખારી) નમાઝમાં હસવું આવે તો ફરીથી નમાઝ પઢી લેવી. વુઝૂ કરવાની જરૂર નથી. (બુખારી) શરીરમાં પડેલાં જખમ કે ઘાવમાંથી લોહી નીકળતું હોય તો વુઝૂ તુટતું નથી. (બુખારી) લોહીના નીકળ વાથી ફરી વુઝૂ કરવાની જરૂરત પડતી નથી. (બુખારી) સીંગી લગાડવાથી એટલે કે લોહી ખેંચાવવાથી કે કઢાવવાથી વુઝૂ તૂટતું નથી, પરંતુ જે જગ્યા પરથી લોહી ખેચ્યું હોય તેટલી જગ્યાને ધોઈ નાખવું. (બુખારી) વુઝૂ કરી રહ્યા બાદ જ્યાં સુધી માણસ સખત બેભાન ન થઈ જાય ત્યાં સુધી વુઝૂ તુટતું નથી. (બુખારી) બકરાનું ગોશ્ત કે (માંસ) કે સત્તુ ખાવાથી વુઝૂ તુટતું નથી. (બુખારી) સત્તુ ખાઈને કોગળો કરી નાંખવો. (બુખારી) દૂધ પીવા બાદ પણ કોગળો કરી નાંખવો. (બુખારી) એકદમ સુઈ જવાથી વુઝૂ તુટી જાય છે. (બુખારી) મઝી (ચીકણો પ્રવાહી) ઈન્દ્રીથી નીકળે તો પેશાબની જગ્યાને ધોઈ નાંખવુ અને ફરી વુઝૂ કરવું. (સહીહૈન) મઝી એક ચીકણો પ્રવાહી છે. જે શહવત (કામવાસ)ના જુસ્સાથી નીકળે છે. (સહીહૈન) જ્યારે કોઈના પેટમાં ગરબડ થાય અને વહેમ પડે કે કાંઈ (હવા) નીકળી કે નહિ તો જ્યાં સુધી હવા નીકળવાનો અવાજ કે વાસ સુંઘે નહી ત્યાં સુધી ફરી વુઝૂ કરવાની જરૂર નથી. (મુસ્લિમ) બેસીને ઉંઘના ઝોકાં મારવાથી વુઝૂ તુટતું નથી. (અબુ દાવુદ, તિરમીઝી) આડા પડીને સુઈ જવાથી શરીરના બધા અંગો ઢીલા પડી જાય છે જેથી ફરી વુઝૂ કરવું જરૂરી છે. (અબુ દાવુદ, તિરમીઝી, નિસાઈ, ઈબ્ને માજા) ચુંબન (બોસો) કરતી વેળા મઝી નીકળે નહી તેનું ધ્યાન રાખવું જોઈએ. જો નીકળે તો ફરી વુઝૂ કરવું પડશે. એવી જ રીતે પેશાબની જગ્યાને હાથથી હલાવવાથી મઝી અને મની (વીર્ય) નીકળવાના ઉપર આધાર રાખવો પડશે

અને ફરી વુઝૂ કરવું પડશે. જેથી બે હદીસો વચ્ચે અવરોધ રહે નહીં.

ઉલટી (વોમીટ) થાય કે નસકોરી ફુટવાથી ફરી વુઝૂ કરવાની કોઈ ભરોસાપાત્ર હદીસ નથી. સુનનમાં ફરીથી વુઝૂ કરવાની હદીસો આવેલી છે. જેથી સાવચેતીના માટે વુઝૂ કરી લેવું સારું છે. શરૂઆતથી ફરજીયાત નથી. જો કે 'રવઝતુન નદીયહ'માં પણ આ વાતને સહીહ (સાચી) બતાવી છે. જેથી સુનનની હદીસો પણ તેની જગ્યાએ કાયમ રહે છે.

સ્ત્રી કે પત્નીને હાથ લગાડવાથી વુઝૂ તુટતું નથી. (સહીહૈન) જે સહાબાઓએ હાથ લગાડવાથી ફરી વુઝૂ કરવાનો હુકમ આપ્યો છે તે તો ફકત મઝીના નીકળવાના આધારે જ આપ્યો છે અથવા સંભવ છે કે તેમના સુધી ઉપલી હદીસ પહોંચી નથી કે તેમના સાંભળવામાં આવી નથી.

## ✪ નહાવાની રીત અને તેના વિષે વર્ણન ✪

મની (વીર્ય) નીકળે તો નહાઈ લેવું. (તિરમીઝી વગેરે) અલ્લાહનો હુકમ છે કે તમને નહાવાની જરૂર (નાપાકીની હાલતમાં) પડે તો નહાઈ લેવું. (કુર્આન શરીફ) જ્યારે કોઈને એહતેલામ (સ્વપ્નદોષ) થયો હોય કે યાદ આવે તેના કપડાં પર ડાઘા કે ચીકાશ દેખાય નહિં ત્યારે નહાવાની જરૂર નથી, અને જો કોઈને એહતેલામ થયો હોય કે યાદ આવે અને તેના કપડાં પર ડાઘા કે ચીકાશ દેખાય તો તેને નહાવું પડશે. આ જ રીતનો હુકમ સ્ત્રીઓ માટે પણ છે. (તિરમીઝી, અબુ દાવુદ) સ્ત્રીને પણ એહતેલામ થાય છે. (સહીહૈન) પુરૂષની મની પાતળી અને પીળી હોય છે. (મુસ્લિમ) સંભોગ કરવાથી (ફકત દાખલ કરવાથી) પણ નહાવું પડશે. (સહીહૈન)

**નહાવાની રીત** :- પ્રથમ બંને હાથોને પહોંચા સુધી ધોઈ લેવું. જમણા હાથથી ડાબા ઉપર પાણી નાંખી પેશાબ કરવાની જગ્યાને ધોઈ નાંખવું અને

હાથને જમીન પર ઘસીને ધોવું. ત્યારબાદ કોગળા કરવા, નાકમાં પાણી લઈને નાક સાફ કરવું અને મોં ધોવું. **નોંધ** :- મસહ કરવાનું હદીસનું વર્ણન મારી નજર સમક્ષ આવ્યું નથી, પરંતુ હદીસના શબ્દો છે કે નમાઝ માટે જેવી રીતે વુઝૂ કરીએ છીએ તેવી જ રીતે વુઝૂ કરવું. આનાથી જાણી શકાય છે કે મસહ પણ આવી જાય છે. અલબત્ત, પગોને નહિં ધોવાનું રસુલુલ્લાહથી સાબીત છે.

ત્યારબાદ બંને હાથની આંગળીઓને પાણીમાં ડબોવી બાલના જડીયાં સુધીનો ખીલાલ કરવો. (બાલને ભીજવવા) ત્રણ ખોબા પાણી લઈ માથાં ઉપર રેડી આખા શરીર પર પાણી નાંખવું. ન્હાઈ રહ્યા બાદ તે જગ્યાએથી ખસી જઈ પગોને ધોવા. (સહીહૈન) ન્હાવા માટે એક શાઅ એટલે કે ૨૧૩ થી ૨૧૩।। તોલા (પ શેર અને ૧૩ થી ૧૩।। તોલા) પાણીનો ઉપયોગ કરવો. (બુખારી) ત્રણ વાર શરીર પર પાણી નાંખી ન્હાવાની જરૂર નથી. એકવાર પણ ચાલી જશે. બુખારી રસુલુલ્લાહ (સ.અ.વ.) ન્હાવા બાદ વુઝૂ કરતા હતા નહિં. (સુનને અરબયહ) સ્ત્રીના બાલ મજબૂત બાંધ્યા હો કે વાળેલાં (ઓળેલાં) હોય તો છુટા કરવાની જરૂર નથી. ફકત ત્રણ ખોબા પાણી માથા પર રેડવાથી ચાલી જશે. ત્યારબાદ આખા શરીર પર પાણી નાંખવું. (મુસ્લિમ) વુઝૂ કરેલી જગ્યા ઉપર ફરીથી પાણી નાંખવાની જરૂર નથી. (બુખારી) જો હાથમાં નાપાકીની કોઈ વસ્તુ લાગી નહી હોય તો પાણીના વાસણમાં હાથ નાખી શકાય છે. (બુખારી) (જુંબી) ન્હાવાની જેને જરૂર હોય તે લોહી કઢાવી શકે. નખ કાપી શકે, બાલ કપાવી શકે. ઘરથી બહાર થઈ શકે અને બજારમાં ફરી પણ શકે છે. (બુખારી) (જુંબી) બીજા માણસને હાથ મેળવી (મુસાફહ) કરી શકે છે. (સહીહૈન) જે માણસને રાત્રે એહતેલામ થયો હોય તે પેશાબની જગ્યાને ધોઈ વુઝૂ કરી સુઈ શકે છે. (સહીહૈન) જો નાપાક માણસને ખાવાનો વિચાર થાય તો તે નમાઝની જેમ જ વુઝૂ કરી ખાઈ શકે છે. (સહીહૈન) ન્હાતી વખતે પડદો (વાડ– અવરોધ) કરી લેવું. (સહીહૈન) જો એકલો જ હોય તો

નગ્ન અવસ્થામાં ન્હાઈ શકે છે, પરંતુ પડદો કરવો ઘણું જ સારૂ છે. (બુખારી) દરેક વાળના નીચે નાપાકી મેલ હોય છે જેથી વાળને બરાબર ધોવું અને ચામડીને ખુબ ભીનવવું. (અબુ દાવુદ, તિરમીઝી, ઈબ્ને માજા) ન્હાતી વેળા અજાણી રીતે શરીરનો કોઈ ભાગ સુકો રહી જાય અને તેવી જ હાલતમાં નમાઝ પણ પઢી લે અને ત્યારબાદ જ્યારે જાણે ત્યારે ફકત તેટલી જ જગ્યાને ધોઈ નાખવું જરૂરી છે અને સારૂ થશે. (ઈબ્ને માજા) માથા પર પાણી જમણી તરફથી રેડવું. (સહીહૈન) ન્હાવાની જરૂરતવાળો જાનવરને ઝુબહ (હલાલ કાપી શકે છે.) (બુખારી) જુબીનો પરસેવો પાક છે. (બુખારી) ઘા કે જખમ પડયો હય, માથું ફુટયું હોય તો પર પટી બાંધી હાથ ફેરવી દેવું. (અબુ દાવુદ)

## ✪ નાપાકીનું દુર કરવું ✪

જે બાળક ખાવા નહીં શીખ્યો હોય તો તેનો પેશાબ જ્યાં લાગ્યો હોય તે જગ્યાને ધોઈ નાખવું. (સુનને અરબઅહ) કપડાં ઉપર વીર્ય લાગ્યું હોય અને સુકાઈ ગયું હોય તો તેને કોતરી (સાફ કરી ખુરચી) નાખવું. (મુસ્લિમ) મની લાગેલી જગ્યાને ધોઈ નાખવું કે કોતરી કાઢવું. બંને સાબીત છે. (બુખારી) મનીના ડાઘા રહી ગયા હોય તે વાંધો નથી. (બુખારી) જે રતુબત (ચીકણો પદાર્થ) સ્ત્રીની યોનિમાંથી નીકળ્યો હોય તેને ધોઈ નાંખવું જોઈએ. (બુખારી)

## ✪ સ્ત્રીઓના હૈઝ (માસિક)નું વર્ણન ✪

માસિકના લોહીનો રંગ કાળો હોય છે. (અબુ દાવુદ, નિસાઈ) પોતાની પત્નીને માસિક આવ્યું હોય તો પણ તેને ભેટી શકાય. (સહીહૈન) હૈઝવાળી સ્ત્રીએ જ્યાંથી ખાધું–પીધું હોય ત્યાંથી ખાવું– પીવું જાઈઝ છે. (મુસ્લિમ) હૈઝવાળી સ્ત્રીના ખોળામાં માથુ મૂકી (ટેકો લગાવી) કુર્આન શરીફ પઢી શકાય છે. (સહીહૈન) હૈઝવાળી સ્ત્રી મસ્જીદમાં જઈ કોઈ વસ્તુ લાવવું હોય તો લાવી શકે છે. (મુસ્લિમ) હૈઝવાળી સ્ત્રી નમાઝ પઢી શકે નહી. (સહીહૈન)

હૈઝવાળી સ્ત્રી રોઝા (ઉપવાસ) કઝા (ફરીથી રાખવા) કરે નમાઝની નહીં. (બુખારી) તે પોતાના પતિનું માથું પણ ધોઈ શકે છે. (સહીહૈન) હૈઝવાળી પત્નીના સાથે સુઈ પણ શકાય છે. (સહીહૈન) હૈઝવાળી પોતાના પતિના માથામાં કાંસકી પણ કરી શકે છે. (સહીહૈન) જે પહેરેલા કપડામાં માસિક આવ્યું હોય તેના તેટલા જ ભાગને ધોઈ નમાઝ પઢી શકાય છે. (બુખારી) માસિક આવ્યું હોય ત્યારે નહાતા સમયે માથાના વાળ છુટા કરવા, કાંસકી કરવી શરીરને સારી રીતે ઘસી ન્હાવું અને ન્હાઈ રહ્યા બાદ જ્યાં જ્યાં લોહી લાગ્યું હોય ત્યાં અને યોનિ પર ખુશબો (સુગંધીત વસ્તુ) લગાડવું. (સહીહૈન) માસિકના ન્હાવાની રીત પણ તેવી જ છે જેવી કે સાધારણ રીતે ન્હાઈએ છીએ એની કોઈ નવી રીત નથી. નિય્યત વગેરે બોલવાની જરૂર નથી. બીદઅત છે. હૈઝવાળી સ્ત્રી સાથે સંભોગ કરી શકાય નહિ. (કુર્આન મજીદ) સ્ત્રીઓએ માસિકના માટે પુરાં કપડાં બનાવી રાખવા ઘણું સારૂ છે. (બુખારી) હૈઝવાળી સ્ત્રી બંને ઈદોમાં ઈદગાહના અંદર આવી શકે છે, પરંતુ નમાઝ પઢ વાની જગ્યાથી દૂર રહેવું જોઈએ. (સહીહૈન) માસિક ઓછામાં ઓછું એક અને વધુમાં વધુ પંદર દિવસનું હોય છે. (બુખારી) માસિકના વિષે સ્ત્રીની જ વાતનો ભરોસો કરી શકાય. (બુખારી) સુવાવડી સ્ત્રી (નિફાસવાળી ઓરત) એ ચાલીસ દિવસોની અંદર નમાઝ છોડી દેવી જોઈએ. જો એ પહેલાં લોહી નીકળતું બંધ થઈ જાય તો ગુસલ (સ્નાન) કરી નમાઝ શરૂ કરી દેવી. (તિરમીઝી) માસિક પુરું થઈ જાય તે બાદ મેલું, પીળાશ પડતું પ્રવાહી દેખાય (નીકળે) તો તેનો જરા પણ વાંધો નથી. તેને માસિક ધારવું નહી. (બુખારી) ઈસ્તેહાઝા (પરદર) આવતું ન હોય તે તેવી હાલતમાં નમાઝ પઢવાની મનાઈ નથી. કારણ કે તે માસિક નથી, પરંતુ એક પ્રકારની નસનું લોહી છે. (સહીહૈન) એક હદીસમાં છે કે એ તો એક શયતાનના ગોદો છે. જ્યારે ગોદો મારે છે ત્યારે લોહી નીકળતું થઈ જાય છે. (અહમદ અબુ દાવુદ, તિરમીઝી)

## ✪ તયમ્મુમ કરવાનું વર્ણન ✪

પાણી મળતું ન હોય તો પાક (પવિત્ર) માટીથી તયમ્મુમ કરી લેવું. (કુર્આન મજીદ) જો પાણી અથવા માટી મટોડુ મળતું નહી હોય તો વિના વુઝૂએ અને વિના તયમ્મુમે નમાઝ પઢી લેવી. (બુખારી, નિસાઈ) પોતે જ્યાં સ્થાયી રહેતો હોય ત્યાં જો સમયસર પાણી મળતુ હોય નહી અને નમાઝનો સમય જતા રહેવાનો ભય હોય તો તયમ્મુમ કરી નમાઝ પઢી લેવી. (બુખારી) એક વખત તયમ્મુમ કરવા બાદ ઘણા સમયની નમાઝ પઢી શકાય છે. જ્યાં સુધી કે ફરી તયમ્મુમ કરવું પડે (તુટે) નહી. (બુખારી) જે વ્યકિતએ તયમ્મુમ કર્યું હોય તે નમાઝ પઢાવી (ઈમામત) કરી શકે છે. (બુખારી) ક્ષારવાળી (ખારી) જમીન પર નમાઝ પઢી શકાય છે અને તયમ્મુમ પણ કરી શકાય છે. (બુખારી) જે માણસ બિમાર હોય અથવા મૌત અથવા તરસનો ભય હોય તો તે તયમ્મુમ કરી નમાઝ પઢી શકે છે. પાણી મળતુ હોય તો પણ. (બુખારી) તયમ્મુમ કરવા માટે બંને હાથને એક જ વાર જમીન પર ઘસવા (મારવા). (બુખારી)

**તયમ્મુમ કરવાની રીત** :- પ્રથમ બંને હાથોને જમીન પર ઘસી (મારી) મોં પાસે લઈ જઈ તેમાં ફુંક મારી બંને હાથોને મોં પર ઘસવું (ફેરવવું) (બુખારી) **બીજી રીત** : બંને હાથોને એક વાર જમીન પર ઘસી ખંખેરી નાખવું ત્યારબાદ ડાબા હાથ વડે જમણા હાથના પહોંચા સુધી ઘસવું અને જમણા હાથ વડે ડાબા હાથના પહોંચા સુધી ઘસી બંને હાથોને મોંઢા પર ફેરવવું. (બુખારી, અબુ દાવુદ, દારકુતની) રસુલુલ્લાહ (સ.અ.વ.)ના તયમ્મુમ કરવાની રીતથી બંને હાથોને જમીન પર મારી કોણી સુધી હાથ ફેરવવાનું સહીહ સનદથી સાબીત નથી. (ઝાદુલ મઆદ) જો દસ વરસ સુધી પાણી મળે નહી તો પણ પાક માટી મુસલમાનનું વુઝૂ છે. (અહમદ બઝઝાર,

તિરમીઝી, નિસાઈ, અબુ દાવુદ) તયમ્મુમ કરી નમાઝ પઢી લીધી હોય અને ત્યારબાદ જો પાણી મળી જાય તો ફરી વુઝૂ કરી નમાઝ પઢવાની જરૂર નથી. આજ સુન્નત છે. (અબુ દાવુદ, દારમી, નિસાઈ) વુઝૂ કરવા માટે પાણીની શોધમાં જવા માટેની કોઈ હદ કે આટલાં જ માઈલ દૂર જવાનું શરીઅતથી મુકર્રર (નિશ્ચિત) નથી તેમજ પાણીના માટે નમાઝનો સમય પુરો થઈ જાય ત્યાં સુધી બેસી રહેવું જોઈએ નહીં. ઈબ્ને ઉમર પોતાની જમીન જોરફ (સ્થળ નું નામ)થી પોતાના ઘર (મદીનામાં) તરફ આવી રહ્યા હતા. રસ્તામાં મીરબદુન્નઅમ (સ્થળનું નામ) આવ્યું જ્યાં અસરની નમાઝનો સમય થયો હતો. તેમણે તયમ્મુમ કરી અસરની નમાઝ પઢી લીધી અને મદીનામાં એવા સમયે દાખલ થયા કે ત્યાં હજી સૂરજ ઉંચે હતો. (ઢળ્યો હતો નહી) તેમણે અસરની નમાઝ ફરી પઢી નહી. (બુખારી, મુસ્નદ, શાફેઈ) મદીનાની બીરબદ એક માઈલ દુર અને જુર્ફ મદીનાથી ત્રણ માઈલ દુર છે. (ફત્હુલ બારી) જો કોઈ સ્થળે પાણી મળતું નહી હોય અને સાથે પત્ની હોય તો તેના સાથે સંભોગ કરી શકે છે. ત્રણ વરસ સુધી પાણી મળે નહી ત્યાં સુધી (તબરાની કબીર હસન સનદ સાથે મજમઉલ ઝયાએદ) આવા સ્થળો પર રહેનાર (નાપાક) વ્યકિત તયમ્મુમ કરી નમાઝ પઢી શકે છે અને પાણી મળે ત્યારે ન્હાઈ લે. (તિરમીઝી, અહમદ વગેરે) હૈઝવાળી સ્ત્રીને જો પાણી નહી મળે. તયમ્મુમ કરી નમાઝ પઢી શકે છે. (તિરમીઝી) તયમ્મુમ કરવાની જે રીત લોકોમાં પ્રચલિત છે. તે ડાબા હાથની આંગળીઓ પર જમણા હાથની આંગળીઓ (બંને હાથોની હથેળીઓ ઉપર આંગળીઓ જમીન તરફ રહે તેમ) રાખી ડાબા હાથની આંગળીઓને જમણા હાથની બહારની કોણી સુધી ફેરવવું અને ડાબા હાથને સીધો કરી કોણીથી અંદરના હાથ ઉપર ફેરવતાં ફેરવતાં જમણા હાથની આંગળીઓ સુધી લઈ જવું. આવી જ રીતે જમણા હાથની આંગળીઓ પર ડાબા હાથની ઉઘી આંગળીઓ (બંને હાથોની હથેળીઓ ઉપર અને

આંગળીઓ જમીન તરફ રહે તેમ) રાખી જે ક્રિયા જમણા હાથ પર કરી હતી તે જ ડાબા હાથ પર કરવી. આ રીત ચોક્કસ વિશ્વાસપૂર્વક કહી શકાય કે રસુલુલ્લાહ (સ.અ.વ.)એ કરી નથી તેનો હુકમ પણ આવ્યો નથી. તેને સારી (ઉપયોગી) બતાવી નથી તેમજ કોઈ સહાબાને શીખવી પણ નથી. (ઝાદુલ મઆદ ફી હદયે ખયરૂલ એબાદ)

## ✪ નમાઝના સમયનું વર્ણન ✪

બપોરની નમાઝનો સમય સૂરજ માથા પરથી ઉત્તર તરફ ઢળી જાય (મધ્યાહન બાદ–ઝવાલથી લઈને) ત્યારથી શરૂ થાય છે અને કોઈ એક વસ્તુનો પડછાયો તેના જેટલો જ (એક મીસલ સુધી) થાય ત્યાં સુધી રહે છે. ત્યારબાદ ત્યાંથી અસરની નમાઝનો સમય શરૂ થઈ સૂરજ પીળાશ પડતો રંગ પકડે ત્યાં સુધી રહે છે. મગરિબની નમાઝનો સમય સૂરજ ડુબી જાય (સૂર્યાસ્ત થાય) ત્યારથી શરૂ થઈ આકાશમાંથી લાલાશ (સતાળ) દૂર થાય ત્યાં સુધી રહે છે. ઈશાની નમાઝનો સમય લાલાશ દુર થઈ જાય ત્યારથી શરૂ થઈ અર્ધી રાત થાય તે પહેલાં સુધી રહે છે અને સવારની નમાઝનો સમય સૂરજ ઉગે (સૂર્યોદય ત્યાં સુધી રહે છે. સૂર્ય જ્યારે ઉગતો હોય (સૂર્યોદયના સમયે) ત્યારે નમાઝ પઢવી મનાઈ છે અને પઢતા હોય તો થોભી જવું. કારણ સૂર્યોદયના સમયે સૂરજ શયતાનના બે શીંગડાઓની વચ્ચેથી નીકળે છે. (મુસ્લિમ) ઈશાની નમાજનો સમય અર્ધી રાત સુધી રહે છે. (બુખારી) ઈશાની નમાઝમાં જ્યારે લોકો ભેગા મળી જાય ત્યારે તરત જ નમાઝ પઢી લેવી. જો માણસો ઓછાં હોય તો થોડીવાર થોભી પ્રતિક્ષા કરી નમાઝ પઢી લેવી. (સહીહેન) અર્થાત ઈશાની નમાઝનો સમય લોકોના ભેગા થવા કે ન થવા પર આધાર રાખે છે. આજ તેનો સમય છે. (બુખારી)

રાફેઅ બીન ખદીજ કહે છે કે અમે રસુલુલ્લાહ (સ.અ.વ.)ની સાથે

અસરની નમાઝ પઢતા. ત્યાર બાદ ઉંટને હલાલ કરી તેના દસ ભાગ પાડી વહેંચી લેતા અને તેને રાંધી સૂરજ આથમે (ડુબે) તે પહેલાં ખાઈ લેતા હતા. (સહીહૈન) રસુલુલ્લાહ (સ.અ.વ.) અસરની નમાઝ એવા સમયે પઢતા હતા કે જ્યારે સૂરજ ઉંચે હોય અને લોકો નમાઝ બાદ ચાર ચાર માઈલો સુધી ચાલ્યા જતા તો પણ સૂરજ રહેતો હતો. (સહીહૈન) અસરની નમાઝ પઢવા માટે સૂરજનો રંગ પીળો થઈ જાય ત્યાં સુધી પ્રતિક્ષા કરવી એ મુનાફિકોનું કામ છે. આવી નમાઝ મુનાફિકોની નમાઝ કહેવાય છે. (મુસ્લિમ) અસહ્ય ગરમીમાં બપોરની નમાઝ ઠંડી કરી (ગરમી ઓછી થાય ત્યારે) પઢી શકાય છે. (બુખારી) જાણી જોઈને સૂર્યોદય (તુલુઅ) અને સૂર્યાસ્ત (ગુરૂબ)ના સમયે નમાઝ પઢવી નહી. (બુખારી) શિયાળાની ઋતુમાં સવારની નમાઝ અંધારું (મળસ્કે) હોય ત્યારે પઢવી જોઈએ કારણ કે રાત મોટી હોય છે અને ઉનાળાની ઋતુમાં અજવાળું થાય ત્યારબાદ પઢવી જોઈએ. કારણ કે રાત નાની હોય છે. (શરહ–સુન્નહ, ઈબ્ને અસાકીર સુનતકઅ, મુનતકઅ કન્ઝુલ ઉમ્માલ) આ હદીસોથી અંધારા–અજવાળા ગલસ–ઈસફાર)ની હદીસો વચ્ચે વિના અવરોધે મેળ થઈ ગયો જેથી બંને વચ્ચે ઝઘડો ઉભો થતો હતો, પરંતુ નબી (સ.અ.વ.)ના ખાસ ફરમાને (વટ હુકમે) આ બંને વચ્ચેના ઝઘડા ઉડાવી દીધા. અંધારામાં પઢવાવાળાઓએ અજવાળું કરીને પઢવાની હદીસનો ઘોર વિરોધ કર્યો અને અજવાળામાં પઢવાવાળાઓએ અંધારામાં પઢવાની હદીસનો ઘોર વિરોધ કર્યો, પરંતુ ન્યાય પણ એ જ થવો જોઈએ કે નાની રાતોમાં અજવાળું કરીને અને મોટી રાતોમાં અંધારામાં સવારની નમાઝ પઢવી જોઈએ. આ મસ્અલામાં આલીમોની વાતોનો વિરોધ કરી ત્યાગ કરો. છોડી દો અને જેવી રીતે હદીસોમાં સમજાવ્યું છે તેવી રીતે કરો તો જ આખિરતની નજાત (મોક્ષ) હાથમાં આવશે.

ઈશાની નમાઝ પહેલાં સુઈ જવું નહિ અને નમાઝ બાદ ગપ્પા મારવા

જોઈએ નહી. (સહીહૈન) જે માણસ પર ઉંઘ સવાર થઈ ગઈ હોય (ઘણી જ ઉંઘ આવતી હોય) તો તેણે પ્રથમ સુઈ જવું અને ઉઠીને નમાઝ પઢવી. (બુખારી) જો એક સાથે ઘણી નમાઝો પઢાય નહી હોય અથવા સમય જતો રહ્યો હોય તો જે સમયની નમાઝ પહેલાં ગઈ હોય તેને પઢી બીજી, ત્રીજી, ચોથી અને પાંચમી નમાઝ પઢવી. (બુખારી) મહેમાન અને પત્ની સાથે ઈશાની નમાઝ બાદ બેસી વાતો કરી શકે છે. (બુખારી) જે માણસ નમાઝ પઢવી ભૂલી જાય કે સૂઈ જાય અને જ્યારે યાદ આવે કે જાગે ત્યારે તે નમાઝ પઢી લે. આજ નમાઝનો કફ્ફારો છે. (બુખારી વગેરે) દીન્યાતી (ધાર્મિક) વિષયો પર ઈશાની નમાઝ બાદ ચર્ચા કરી શકે છે. (બુખારી) સવારની નમાઝ પઢી રહ્યા બાદ સૂરજ નીકળે તો ત્યાં સુધી સુઈ રહેવું જોઈએ નહી. (ઇબ્ને માજા, અત્તરગીબ, ઈમામ મુનઝેરી)

## ✪ અઝાન (બાંગ) આપવાની રીતનું વર્ણન ✪

અઝાનના શબ્દો (વાકયો) બેવડાવીને પઢવા અને તકબીરમાં એકવડાં પઢવાં (સહીહૈન) અઝાન ઉંચા મોટા અવાજ સાથે આપવી. (બુખારી) જેઓ અઝાન સાંભળતા હોય તેમને અઝાનનો જવાબ તે જ પ્રમાણેના શબ્દો ઉચ્ચારી આપવા અને જ્યાં **"હય્યા અલસ્સલાહ"** અને **"હય્યા અલલ ફલાહ"** આવે ત્યાં "લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ" પઢવું. (સહીહૈન) અઝાન આપતાં આપતાં જો વાત પણ થઈ જાય તો વાંધો નથી. (જાઈઝ છે.) (બુખારી) અઝાન અને તકબીર આપતાં આપતાં હસાઈ જાય તો વાંધો નથી. (બુખારી) આંધળો માણસ અઝાન આપી શકે છે. જો કોઈ તેને બતાવવાવાળું હોય. (બુખારી) સવારની અઝાન સુબ્હ સાદીક (અજવાળુ) થાય તે પહેલાં આપવી જાઈઝ છે. (બુખારી, તલખીસુલહબીર એઅલામુલ મુકઈન ફત્હુલ બારી) સફ (પ્રવાસ)માં મુસાફર (પ્રવાસી) અઝાન અને તકબીર બંને પોતે પઢી શકે

છે. (બુખારી) વરસાદ અને સખત શિયાળાની રાતો હોય તો અઝાનની સાથે અલા સલ્લુ ફીર્રેહાલ પઢવું. (બુખારી) અઝાન સાદી અને રાગ વગરની આપવી. (બુખારી, દારકુતની) અઝાન વુઝૂ કરવા વિના પણ આપી શકાય છે. (બુખારી) અઝાન આપતી વેળા બંને હાથના અંગુઠા પછીની આંગળીઓને કાનમાં રાખવી જોઈએ અને નહી રાખે તો પણ ચાલશે. (બુખારી) અઝાન ધીરે ધીરે પઢવી અને તકબીર ઝડપથી પઢવી. (તિરમીઝી) જેણે અઝાન આપી હોય તેણે જ તકબીર પણ આપવી. (તિરમીઝી, અબુ દાવુદ, ઈબ્ને માજા) **જામેઉસ્સઝીર** :- ઉસ્માન ઈબ્ને અબીલઆસે (રઝી.) રસુલુલ્લાહ (સ.અ.વ.)ને વિનંતી કરી કે મને મારી કોમ (વંશ)નો ઈમામ બનાવો તો આપે કહ્યું કે જાઓ તમને તમારી કોમના ઈમામ બનાવવામાં આવ્યા. કમજોર (અશક્ત) વ્યકિતઓ પર ધ્યાન અને તેમની સંભાળ રાખશો અને બાંગી (મુઅઝઝીન) એવો રાખશો કે જે મહેનતાણું (પગાર) લે નહિ. (અહમદ, અબુ દાવુદ, નિસાઈ) હદીસમાં છે કે તમારામાંથી એક અઝાન આપે અને જે મોટો હોય તે (ઉમરમાં) નમાઝ પઢાવે. (સહીહેન) આવી બીજી પણ રીવાયતો છે. અઝાનના શબ્દો આ છે : **"અલ્લાહો અકબર ચાર વાર, અશહદો અલ્લાઇલાહ ઈલ્લલ્લાહ બે વાર, અશહદો અન્ન મુહમ્મદર રસુલુલ્લાહ બે વાર, હય્યા અલસ્સલાહ બે વાર, હય્યા અલલ ફલાહ બે વાર, અલ્લાહો અકબર બે વાર અને લાઈલાહ ઈલ્લલ્લાહ એક વાર પઢવું."** (સીહાહ સિત્તા) અઝાન તરજીઅથી (બેવડાવીને) આપવી પણ સુન્નત છે. (મુસ્લિમ, સુન્નતે અરબઅહ) **તરજીઅની રીત** :- અશ્હદો અલ્લાઈલાહ ઈલ્લલ્લાહ અને અશહદો અન્ન મુહમ્મદર રસુલુલ્લાહને પ્રથમ બબ્બે વાર ધીરે ધીરે ધીમા અવાજે પઢવું. ત્યાર બાદ આજ શબ્દોને ઝડપથી ઉંચા મોટા અવાજે પઢવું. (મુસ્લિમ, અબુ દાવુદ વગેરે) સવારની અઝાનમાં અસ્સલાતો ખયરૂમ મીનન્નોમ બે વાર વધારીને પઢવું. (અબુ દાવુદ વગેરે)

અશહદો અન્ન મુહમ્મદર રસુલુલ્લાહ સુધી કિબ્લા (પશ્ચિમ) તરફ સીધુ મોં રાખી પઢવું, ત્યાર બાદ જમણી બાજુ મોં ફેરવી હય્યા અલસ્સલાહ બે વાર પઢી ડાબી બાજુ મોં ફેરવી હય્યા અલલ ફલાહ બે વાર પઢવું. ફરી કિબ્લા તરફ મોં કરી અલ્લાહો અકબર, અલ્લાહો અકબર લાઈલાહા ઈલ્લલ્લાહ પઢી અઝાન પૂરી કરવી. (તબરાની સગીર અને કબીર મજમઉઝઝવાએદ) અઝાન બાદ રસુલુલ્લાહ (સ.અ.વ.) પર દુરૂદ (દુઆ) મોકલવું. (મુસ્લિમ) અને આ દુઆ પઢવી : **"અલ્લાહુમ્મા રબ્બ હાઝેહીદ દઅવતીત તામ્મતે વસ્સલાતીલ કાએમતે આતે મુહમ્મદ નીલ વસીલત વલ ફઝીલત વબ અશહદો મકામમ મહમુદા નીલ્લઝી વઅદ તહૂ"** (બુખારી) આ દુઆમાં વદદરજ તરફીઅત અને છેલ્લે યા અરહમુર્રાહિમીન પઢવાનું લોકો જે વધારી દીધું છે તે હદીસોથી સાબીત નથી. (મકાસીદુલ હસનહ લીલ ઈમામીલ સખાવી તલખીસુલ હબીર) એવી જ રીતે સવારની અઝાનમાં અસ્સલાતો ખયરૂમ મીનન નોમની જગ્યા પર સદકત વ બરર તા બીલ હક્કે નતકતા પઢવાનો લોકોએ જે વધારો કર્યો છે તે પણ હદીસોમાં નથી. (તલખીસુલ હબીર) એક વડી તકબીરની રીત :– અલ્લાહો અકબર બે વાર, અશહદો અલ્લાઈલાહા ઈલ્લલ્લાહ એક વાર, અશહદો અન્ન મુહમ્મદર રસુલુલ્લાહ એક વાર, હય્યા અલસ્સલાહ એક વાર, હય્યા અલલ ફલાઅ એક વાર, કદકામતીસ્સલાહ બે વાર, અલ્લાહો અકબર બે વાર અને લાઈલાહા ઈલ્લલ્લાહ એક વાર પઢી તકબીર પુરી કરવી. (અબુ દાવુદ, દારેકુતની વગેરે) તકબીર સાંભળવામાં આવે ત્યારે તેના જવાબમાં તે જ શબ્દો ઉચ્ચારવા પરંતુ કદકા મતીસ્સલાહ આવે ત્યાં તેની જગ્યાએ અકા મહલ્લહો વ અદામહા પઢવું. (અબુ દાવુદ) આમાં પણ વજઅલની મીનસ્સાલેહીન અહલેહાનો વધારો કર્યો છે. તેનો કાંઈ અર્થ નથી. (તલખીસબ હબીર)

## ✪ કપડાં પહેરવા વિષેનું વર્ણન ✪

કપડાં પહેરીને નમાઝ પઢવું ફરજીયાત છે. (કુર્આન મજીદ, બુખારી) એક જ કપડું પહેરીને પણ નમાઝ થઈ શકે છે, પરંતુ તેનુ ખભા પર હોવું જરૂરી છે. (બુખારી) ગાતી બાંધીને પણ નમાઝ પઢી શકાય. (બુખારી)

ગાતી બાંધવાની રીત :– ચાદરને શરીરના પાછળના ભાગ ઉપર રાખી તેની જમણી બાજુના છેડાને શરીરના આગળના ભાગ પરથી ડાબા ખભા ઉપર અને ડાબી બાજુના છેડાને જમણા ખભા ઉપરથી કાઢી બંને છેડાને ડોકી (ગરદન) પાછળ બાંધવા. એક જ કપડું હોય અને તે પહોળું ન હોય તો તેને લુંગીની માફક બાંધી લેવું. (બુખારી) રાન (જાંગ) ઢાંકવું જરૂરી નથી, પરંતુ ઢાંકવું સારું છે. (બુખારી) લુંગી અને કુરતો (ખમીસ) લુંગી અને ચાદર; લુંગી અને કબા (ઝબ્બો) પાયજામો અને ચાદર, પાયજામો અને કુરતો પાયજામો, અને કબા; જાંગીયો (ચડ્ડી) અને કબા જાંગીયા અને કુરતો; અને જાંગીયો અને ચાદર. આ બધું પહેરવાથી નમાઝ થઈ જાય છે. (બુખારી) પેશાબ કરવાની જગ્યા અને તેની પાછળનો ભાગ ઢાંકવો જરૂરી અને ફરજીયાત છે. (બુખારી) જો સ્ત્રીઓનું શરીર એક જ આખા કપડાંથી ઢંકાઈ જાય તો તે પણ તેનાથી નમાઝ પઢી શકે છે. (બુખારી) લાલ રંગના કપડાં પહેરીને પણ નમાઝ પઢી શકાય છે. (બુખારી) **નોંધ** : આ મસ્અલામાં મોટા મોટા વિદ્વાનો–જાણકારો પણ ભુલ કરી રહ્યા છે. જેઓ અહમર શબ્દોનો અર્થ ધારીદાર (લીટીવાળા) કપડાંનો કરી રહ્યા છે તેનું કારણ એ છે કે તેમની નજીક લાલ કપડાં પહેરવાની મનાઈ છે જેથી તેમને તાવીલ (બનાવટ લાલને લીટીવાળુ) કરવાની જરૂર પડે છે. ઈમામ બુખારી (રહ.)એ અહમરનો અર્થ લાલ થાય છે એમ બતાવી આ બધા લોકોના અર્થને રદ કર્યો છે અને લાલ કપડામાં નમાઝ પઢવાનું પ્રકરણ (બાબ) લખ્યું છે.

## ✪ નમાઝ ક્યાં અને કઈ વસ્તુ પર પઢવી જાઈઝ છે ? ✪

અસીર (ચટાઇ), મુસલ્લો (જાનમાઝ), ફર્શ (જમીન પર લાદી) ઉપર નમાઝ પઢી શકાય. (બુખારી) પોસ્તીન (ઘેટાં–બકરાં વગેરે રૂવાંટીવાળા ચામડાના જાકીટ) જેને ખાલપાક (દીબાગત) કરેલાં હોય તેને પહેરી નમાઝ પઢી શકાય. (અહમદ, અબુ દાવુદ) ગધેડાં ઉપર સવારી કરી હોય ત્યારે તેના ઉપર બેસીને પણ નમાઝ પઢી શકાય. (સહીહૈન, નિસાઈ) જો કાંઈ તકલીફ (અડચણ) પડતી નહીં હોય તો હોડીમાં ઉભા રહી નમાઝ પઢી શકાય છે. (બુખારી, દારકુતની, મુસ્તહરક, હાકીમ–સહીહૈનની શર્તના આધારે) ઘરના ધાબાઓ ઉપર પણ નમાઝ પઢી શકાય. (બુખારી) ઈમામ (નમાઝ પઢાવનાર) મસ્જીદના અંદર નમાઝ પઢાવતો હોય અને નમાઝ પઢનારાઓ માળ કે ધાબા પર ઉપર હોય તો તેઓ ઈમામની ઈકતેદા (અનુકરણ–પાછળ નમાઝ પઢી) કરી શકે છે. (બુખારી) પુલ ઉપર પણ નમાઝ પઢી શકે છે. તેના નીચેથી આગળથી કે પાછળથી પેશાબ વગેરે ગંદકીની ગટર વહેતી હોય અને નમાઝ પઢનાર (મુસલ્લી)ની અને ગટરની વચ્ચે આડ (અવરોધ) હોય તો (બુખારી) કબ્રસ્તાનમાં નમાઝ પઢવી જાઈઝ નથી. (બુખારી, સુનને અરબઅહ) જો નમાઝ પઢનારની આગળ (સામે) તંદુર જેમાં રોટી બને તે હોય; આગ કે તેના જેવી બીજી વસ્તુ જેની લોકો પૂજા કરતા હોય અને તેની (ધ્યેય) નિય્યત ફકત ખુદાની બંદગી (પ્રાર્થના) માટેની જ હોય તો આવી જગ્યાઓનું તેની નુકસાન કર્તા સામે હોવું કે વાંધાભર્યુ નથી. ત્યાં નમાઝ પઢી શકે છે. (બુખારી) ઊંટ કે બકરીનો પેશાબ નાપાક નથી. ઊંટ, બકરાં જ્યાં બાંધ્યા હોય ત્યાં અને કોઢમાં નમાઝ પઢી શકાય છે. (બુખારી) જે હદીસોમાં આવ્યું છે કે ઊંટ વગેરે બાંધવાની જગ્યાએ નમાઝ પઢવી નહિં. એ તો જ્યારે કે તમને ઊંટોથી ડર હોય ત્યારે

અને જો ઊંટોથી ડર નહીં હોય તો પઢી શકો છો. એવી જ રીતે ઈબ્ને ઉમર પણ નમાઝ નહીં પઢવાની હદીસનું વર્ણન કર્યુ છે. તેમણે પણ પોતાના ઊંટના (ઊંટોથી ડર હોય તો) પગ બાંધી, સામે બેસાડી નમાઝ પઢી છે અને નબી સાહેબે પણ આવી જગ્યાએ નમાઝ નહીં પઢવાનું બતાવ્યું છે. આ પણ તેના પેશાબ કે છાણના નાપાક હોવાના કારણે નથી. માટે આપનું ના પાડવું આવી જગ્યા ઉપર હરામના અર્થમાં નથી. આવી જગ્યાના માટે હરામને તફાવત દર્શાવતી દલીલો હાજર છે માટે કોઈ પણ વ્યકિતએ આ હદીસના વિરૂધ્ધમાં વિચાર કરવું જોઈએ નહીં.

## ✪ સુત્રહ (નમાઝ પઢનારે પોતાની આગળ કોઈ વસ્તુ રાખી નમાઝ પઢવી એ વસ્તુને સુત્રહ કહે તેનુ વર્ણન ✪

સુત્રહથી નજીક ઉભા રહેવું જોઈએ. (અબુ દાવુદ, ઈબ્ને માજા) સુત્રહથી આશરે ત્રણ હાથની અંતરે ઉભા રહેવું જોઈએ. (અહમદ, નિસાઈ) સુત્રહ માટે ઊંટ પર બેસવા માટેની બેઠક (પાલાન)ની પાછળની લાકડી જેવડી લાકડી હોવી સારૂ છે. (મુસ્લિમ વગેરે) જો લાકડી વગેરે મળતી નહી હોય તો જમીન ઉપર આડી રેખા (લીટી) દોરી લેવું. (અહમદ, અબુ દાવુદ, ઈબ્ને માજા) સુત્રહના સીધાણમાં ઉભા રહેવું નહિ તેને પોતાની જમણી અથવા ડાબી આંખની તરફ રાખવું જોઈએ. (અહમદ, અબુ દાવુદ) જો સુત્રહ નહિં હોય તો ગધેડું, કુતરું અને સ્ત્રી આગળથી પસાર થાય તો નમાઝ તુટી જાય છે. સુત્રહ હોય તો નથી તુટતી. (મુસ્લિમ) સુત્રહ માટે ઊંટ પર બેસવાની બેઠક (અંબાડી) ઝાડ; જીન (ઘોડા પર બેસવાની બેઠક) વગેરેનો પણ ઉપયોગ કરી શકાય. (બુખારી) પલંગ

રાખીને પણ નમાઝ પઢી શકાય છે. (બુખારી) જે હદીસમાં આવ્યું કે કોઈપણ વસ્તુથી નમાઝ તુટતી નથી એ તો આવા સમયે બની શકે કે નમાઝ પઢનારો કોઈપણ પ્રકારના વિચારોથી જ ઘેરાયેલો નહીં હોય તો નથી તુટતી અને તેના વિચારોમાં જ ઘેરાયેલો રહે તો તુટી જાય છે. આવી રીતથી જ સહીહ મુસ્લિમની હદીસમાં પણ ચોખ્ખું આપ્યું છે. જેવી રીતે વુઝૂ અને નમાઝને તોડનારની વસ્તુઓ છે તેમાં સ્ત્રી, ગધેડું અને કુતરું. હકીકતમાં નમાઝને તોડનાર નથી. જો કદાચ આ વસ્તુઓથી નમાઝ તુટી જતી હોત તો જ્યારે રસુલુલ્લાહ (સ.અ.વ.) નમાઝ પઢતા ત્યારે બીબી આઈશા પોતે આપની સામે (આગળ) રહેતાં હતાં અને ત્યાંથી હટી પણ જતાં હતાં. એવી જ ઈબ્ને અબ્બાસે પોતાની ગધેડીને સફ (કતાર)ની આગળ ચરવા માટે છોડી દઈ નમાઝ પઢવા લાગી ગયા હતા. આપ (સ.અ.વ.)ની સામે એક બદમાશ જીન નમાઝ તોડવા માટે આવ્યો હતો. આવા ઘણા ઉદાહરણોથી સાબિત થાય છે કે આ વસ્તુઓથી નમાઝ તુટતી નથી. નમાઝ પઢનારની આગળ પુરૂષ કે સ્ત્રી સુઈ જતી હોય, હૈઝવાળી સ્ત્રીનો બીસ્તરો હોય અથવા કોઈ વ્યકિત બેઠી હોય તો પણ નમાઝ પઢ વામાં વાંધો નથી. (બુખારી)

## ✪ જમાઅત સામુહિક નમાઝ અને ઇમામત (નમાઝ પઢાવવા) વિષેનું વર્ણન ✪

જમાઅતથી નમાઝ પઢવી ફરજીયાત (વાજિબ) છે. (બુખારી) ફર્ઝ નમાઝ થતી હોય તો બીજી કોઈ પણ નમાઝ નથી થતી. (સહીહૈન) સ્ત્રીઓ પણ જમાઅત કરી શકે છે, પરંતુ તેમનો ઈમામ વચ્ચે (સફમાં) ઉભો રહે. (અબુ દાવુદ વગેરે) વરસાદ વગેરેની અડચણરૂપ હોય તો ઘરે નમાઝ પઢી શકે છે. (બુખારી) બે માણસ સાથે મળી નમાઝ પઢે તો પણ જમાઅત

કહેવાય છે. (બુખારી વગેરે) જમવાના સમયે જો જમવાનું પીરસાઈ (મુકાઈ) જાય અને તકબીર શરૂ થાય તો પ્રથમ ખાઈ લેવું અને ત્યાર બાદ નમાઝ પઢવી. (બુખારી વગેરે) સ્ત્રીઓ પણ મસ્જીદમાં આવી નમાઝ પઢી શકે છે. તેમને આવતાં રોકવું નહી. (મુસ્લિમ વગેરે) નમાઝ શરૂ થઈ ગઈ હોય તો તેના તરફ દોડીને આવવું નહી. જેટલી રકાત મળે તેટલી પઢવી અને રહી ગયેલી રકાત ઈમામના સલામ ફેરવવા બાદ પઢી લેવી. (સહીહેન) ઈમામત કરવાનો તેને જ અધિકાર છે જે ઉમરમાં મોટો હોય. તેને ઈમામ બનાવવો જોઈએ. (બુખારી) જ્યારે કોઈ માણસ બીજા લોકોને કે બીજા સ્થળે કે બીજી વસ્તુમાં મુલાકાતે જાય તો ત્યાંના લોકોની પરવાનગી (રજા) આપે તો ઈમામત કરી શકે છે. પરવાનગી વગર ઈમામત કરવી નહી. (સહીહેન) ઈમામની ઈકતેદા (તે જેવી રીતે નમાઝ પઢાવે તેનું અનુકરણ) કરવી જરૂરી છે. (સહીહેન) જે ગુલામને આઝાદ કર્યો હોય તે ઈમામત કરી (નમાઝ પઢવી) શકે છે. (બુખારી) નાબાલીગ (જે પુખ્ત વયનો હોય નહી) છોકરો જો વધુ પઢયો હોય વધુ (ઈલ્મ જાણતો હોય) તો તે ઈમામત કરી શકે છે. (સીહાહ સીત્તા) બીદઅતીઓની પાછળ નમાઝ થઈ જાય છે. જ્યારે કે તેઓ નમાઝના અરકાનો (હકો) સાચી રીતે પુરા કરતાં હોય. (બુખારી) હરામ કાર્યોથી પેદા થયેલી વ્યકિત ઈમામત કરી શકે છે જો તે કિતાબ અને સુન્નતનો જાણકાર હોય. (બુખારી) જો એવો ઈમામ મળી ગયો હોય કે જે નમાઝના અરકાનોને પુરા કરતો નથી તો નમાઝ પઢનારાઓ (મુકતદી) જેટલા બની શકે તેટલાં અરકાનોને સાચી રીતે અદા કરવા જેથી તેનો અજર (બદલો–નેકી) તમને મળશે અને તેનો વબાલ (ગુનો) ઈમામના ઉપર રહેશે. (બુખારી) ઈમામની નમાઝ ફાસીદ (બગડી, તુટી) થઈ જવાથી મુકતદીઓની નમાઝ બગડી જતી નથી. (ઈબ્નુલ મુનઝીર, ફતહુલ બારી) મુખન્નસ (હીજડા)ની

પાછળ કોઈપણ સંજોગોમાં નમાઝ પઢી શકાય નહી. (બુખારી) ઈમામની સાથે જો કોઈ માણસ તેની ડાબી બાજુ ઉભો રહી જાય તો તેને પકડી જમણી તરફ લઈ લેવું, નમાઝ બગડશે નહી. (બુખારી) જો કોઈ માણસ ઈરાદા વગર (નિય્યત વિના) ઈમામતના માટે ઉભો રહી જાય તો તે ઈમામત કરી શકે છે. (બુખારી) જો ઈમામ નમાઝને ઘણી લંબાવીને પઢતો (ઘણો સમય લેતો) હોય તો જરૂરીયાતવાળો (હાજતમંદ) મુકતદી જમાઅતથી જુદો પડી પોતાની નમાઝ પઢી શકે છે. (બુખારી) જ્યારે બે જ માણસો સાથે મળી નમાઝ પઢતા હોય તો ઈમામ અને મુકતદી બંને એક સાથે સીધા ઉભા રહે. (બુખારી) ઈમામને જોઈએ કે કયામને નાનો (તકફીફ) કરે અને રૂકુઅ–સુજુદ બરાબર રીતે પુરા અદા કરે. (બુખારી) જ્યારે ઈમામ શંકામાં પડી જાય તો તે મુકતદીના જણાવવા મુજબ કાર્ય (અમલ) કરે. (બુખારી) મુકતદીની ઈકતેદા કરી શકાય છે. (બુખારી, નિસાઈ, ફતાવા ઈબ્ને તયમીય્યહ) ઈમામની તકબીર લોકોને સંભળાવી શકાય છે. (બુખારી) ઈમામ અને મુકતદીના દરમ્યાન દિવાલ અથવા કોઈ અવરોધ (આડ) હોય અથવા નહેર કે રસ્તો હોય, પરંતુ ઈમામનો અવાજ સાંભળી શકતા હોય તો નમાઝ થઈ જાય છે. (બુખારી)

## ✪ સફ કરવા (નમાઝ માટે વ્યવસ્થિત લાઈન) વિષેનું વર્ણન ✪

ઈમામને જોઈએ કે સફને બરાબર કરવા માટે લોકોના તરફ મોઢું ફેરવે. (બુખારી) તકબીર થતી હોય ત્યારે અથવા તકબીર થઈ રહ્યા બાદ પણ સફને સીધી અને બરાબર કરી શકાય. (બુખારી) હઝરત ઉસ્માન (રઝી.)એ સફને સીધી અને બરાબર કરવા માટે અબુ ઉસ્માન નહદીના પગો પર (લાત) માર્યું હતું. સુએદ બીન ગફલહ કહેતાં હતાં કે હઝરત

બીલાલ નમાઝ માટે અમારા ખભાઓને બરાબર કરતાં હતાં અને પગો પર લાત મારતાં હતા. (ફતહુલ બારી) ખભા સાથે ખભા, પગ સાથે પગ અને ઘુંટી સાથે ઘુંટી મેળવી ઉભા રહેવું. (બુખારી, અબુ દાવુદ) હઝરત અનસ બીન માલિક (આપ સ.અ.વ.ના ખાદિમ) ફરમાવે છે કે અમે લોકો ખભા, પગ, ઘુંટી વગેરે એક બીજા સાથે મેળવતાં હતાં. હાલમાં જો સાથે મેળવવા ઈચ્છીએ તો સરકશ (તોફાની) ખચ્ચરોના માફક નાસી જાય છે. (ઈસ્માઈલી, ફતહુલ બારી, ઉમદતુલ કારી, અયની) એક જ સ્ત્રીની પણ સફ કહેવાય છે. (બુખારી) ઈમામને બરાબર વચ્ચે (મધ્યમાં) ઉભો રાખવો જોઈએ. (અબુ દાવુદ) જો સફ પુરી થઈ ગઈ હોય અને કોઈ માણસ આવે તો તેને જોઈએ કે તે સફમાંથી કોઈ એકને પોતાની તરફ ખેંચી લઈ ઉભા રહેવું. (તબરાની, અવસત મજમઉબ ઝવાએદ, તલખીસ, મરાસીલે અબુ દાવુદ) સ્ત્રીઓએ પોતાની સફ એકદમ પાછળ કરવી જોઈએ. (મુસ્લિમ વગેરે)

## ✪ નમાઝ પઢવાની રીત ✪

કીબલા તરફ મોં કરી ઉભા રહેવું. (મુસ્લિમ) તકબીરના સાથે હાથ ઉઠાવવા (ખભા સુધી ઉંચા કરવા) (બુખારી, અહમદ, અબુ દાવુદ) તકબીર થાય તે પહેલાં કાંઈપણ પઢવું જોઈએ નહીં. મોઢા વડે અવાજ સાથે નિય્યત પઢવી (કરવી) નહીં તેમજ ધીમે ધીમે મનમાં પણ પઢવી નહી. કઝા, અદા કે ફરજ વખતની નમાઝ પઢું છું એમ પણ કહેવું નહી. આ બધું બીદઅત છે. નબી (સ.અ.વ.) તરફથી કોઈ સહીહ કે ઝઈફ સનદમાં અથવા મરફુઅ કે મુરસલમાં આવ્યું નથી તેમજ કોઈ સહાબા, તાબેઈન અને ચારેવ (૪) ઈમામોએ નિય્યત કરવાની રીતને સારી અને ઉપયોગી બતાવી નથી. જેઓ એને રૂકને નમાઝ સમજે છે તેમને તૌબા

કરવી જોઈએ. તૌબા નહીં કરે તો કતલ કરવું જોઈએ. એવી જ રીતે અલ્લામા ઈબ્ને તૈમયીયહંએ પોતાની "નિય્યત"ની કિતાબમાં લખ્યું છે. (ઝાદુલ મઆદ) અને એગાસ લુલહફાન) ઈબ્નુલ હુમામે ફતહુલ કદીરમાં નિય્યત કરવાને બીદઅત સાબીત કરી છે. અલ્લાહો અકબર સિવાય બીજુ કાંઈ પણ પઢવું નહીં. (ઝાદુલ મઆદ) રફઅયદેન (હાથને ખભા સુધી ઉંચા કરવા) કરતી વખતે હાથની હથેળીઓને કીબલા તરફ કરવી જોઈએ. (અવસત તબરાની, મજમઉઝ ઝવાએદ) રફઅયદેન કરતી વખત આંગળીઓને ખુલ્લી (જુદી) અને ઉભી રાખવી. (તિરમીઝી) ત્યારબાદ ડાબા હાથ ઉપર જમણા હાથને રાખવો. (બુખારી) હાથ રાખવાની જગ્યા છાતી છે. (ઈબ્ને ખુઝયમહ, મુસ્નદ, અહમદ, અબુ દાવુદ) અને નમાઝની ઈસ્તેફતાહ (શરૂ કરવાની) નીચે પ્રમાણેની દુઆ પઢવી. **"અલ્લાહુમ્મ બાઈદ બયની વ બયન ખતાયાય કમા બા અદતા બયનલ મશરેકે વલ મગરેબે અલ્લાહુમ્મ નક્કેની મીનલ ખતાયા કમા યુનક્કસ સવબુલ અબયઝો મીનદ દનસે અલ્લાહુમ્મગસીલ ખતાયાય બીલમાએ વસ્સલજે વલ બર દે."** (સહીહૈન) પછી **અઉઝો બીલ્લાહીસ્સમીઈલ અલીમ મીનશ શયતાનીરરજીમ મીન હમઝેહી વ નફસેહી** પઢવું. (અહમદ, સુનને અરબઅઅ) ત્યારબાદ બીસમીલ્લાહ હીર્રહમાનીર્રહીમ પઢવું. હઝરત (સ.અ.વ.) કોઈ વખત જોરથી તો કોઈ વખત ધીરે પઢતાં હતા. (ઝાદુલ મઆદ) જોરથી અને ધીમેથી એમ બંને પ્રકારથી પઢવાની હદીસો આવેલી છે. બંને રીતથી પઢી શકાય અને (સુરએ ફાતેહા) **અલહમ્દો લિલ્લાહે રબ્બીલ આલમીન, અર્રહમાનીર્રહીમ માલેકે યવમીદ્દીન ઈય્યા કનઅ બોદો વઈય્યા કનસ્સતઈન, એહદેનસ સીરાતલ મુસ્તકીમ સેરાતલ્લઝીના અન્અમત અલયહીમ ગયરીલ મગઝુબે અલયહીમ વલઝ્ઝાલીન** પઢવું. દરેક

રકાતમાં જો નમાઝ જોરમાં અથવા ધીમી પઢતા હોય સફરની નમાઝ હોય કે કાયમની નમાઝ હોય ઈમામ અને મુકતદી બંનેએ જોરથી આમીન બોલવું. (બુખારી) હઝરત વાએલ બીન હુજરે આપ (સ.અ.વ.)ને ત્રણ વાર આમીન કહેતા પણ સાંભળ્યું છે. (તબરાની, કબીર હસન સનદ સાથે મજમઉઝ ઝવાએદ) આમીનની જગ્યા પર રબ્બીગફીરલી આમીન પણ નબી સાહેબ કહેતાં હતા. (તબરાની, મજમઉઝ ઝવાએદ) ત્યારબાદ કુર્આન શરીફમાં જેથી સહેલું હોય તે પઢવું. (અબુ દાવુદ વગેરે) પછી રકુઅતમાં જવા માટે રફઅયદેન કરવું. (સહીહૈન) અલ્લાહો અકબર કહેતાં રૂકુઅમાં જવું (સહીહૈન) અલ્લાહો અકબર રૂકુઅમાં જઈ પુરું કરવું. (બુખારી) રૂકુઅમાં બંને હાથોને ગુંઠણ ઉપર મુકવા. (સહીહૈન) રૂકુઅમાં જતાં માથાને ઉંચું તેમજ નીચું રાખવું નહી, પરંતુ બરાબર સીધું રાખે. (મુસ્લિમ) કેડને એવી રીતથી નમાવી રાખે કે ઉપર પાણી રેડે તો પણ વહી જાય નહીં. (ઇબ્ને માજા) રૂકુઅમાં બંને હાથોને તંગ (તાંતના માફક) રાખવા અને કોણીથી વાંકા વાળવા નહીં. (અબુ દાવુદ) કોઈ વસ્તુને પકડી હોય તેવી રીતે હાથની આંગળીઓને ગુંઠણ પર ખુલ્લી રાખી હાથ રાખવા. (અબુ દાવુદ, તિરમીઝી) રૂકુઅમાં આ દુઆ વધુ રીને પઢે **"સુબ્હાનક અલ્લાહુમ્મ રબ્બના વ બે હમદેક અલ્લાહુમ્મગ ફીરલી."** (સહીહૈન) રૂકુઅમાં દસ (વખત) તસ્બીહ પઢે. (અહમદ, અબુ દાવુદ, નિસાઈ) રૂકુઅથી ઉભા થતી વખતે રફઅયદેન કરે. (સહીહૈન) રફઅયદેન કરતી વખતે બંને હાથોને ખભા સુધી ઉઠાવે. (મુસ્લિમ) અને સમેઅલ્લાહ હોલેમન હમીદહ કહી ઉભા થઈ જવું અને આ દુઆ પઢવું. **"અલ્લાહુમ્મ રબ્બના લકલ હમ્દો હમદન કસીરન તય્યેબન મુબારકન ફીહે."** (બુખારી) ઈમામ અને મુકતદી બંને સાથે અલ્લાહુમ્મ રબ્બના પઢે. (બુખારી) રૂકુઅથી એવી રીતે ઉભા થવું

જોઈએ કે શરીરના દરેક અવયવો તેની જગ્યાએ આવી જાય. (બુખારી વગેરે) ત્યારબાદ તકબીર (અલ્લાહો અકબર) કહી સીજદામાં જઈ તકબીર પુરી કરવી. (બુખારી) સીજદામાં જતી વખતે પહેલાં બંને હાથોને જમીન પર મુકવા. (બુખારી) સીજદામાં કોણી અને બાજુ બીજા હાથની કોણીના ઉપરના ભાગોને બગલથી એટલા દુર રાખે કે બગલની સફેદી (કોખ) દેખાય. (સહીહૈન) સીજદામાં મોં બંને હાથોની વચ્ચે રાખે. (મુસ્લિમ) અથવા બંને ખભાઓના નજીક (બરાબર)માં રાખે. (બુખારી) સીજદામાં બંને હાથોને કુતરાંની માફક જમીન પર ટેકવે નહીં. (સહીહૈન) સીજદા કરવા માટે શરીરના આઠ અવયવોનો ઉપયોગ કરે. (૧) નાક (૨) માથું (૩–૪) બંને હાથ (૫–૬) બંને ગુંઠણ અને (૭–૮) બંને પગોની આંગળીઓ. (બુખારી) સીજદામાં હાથની આંગળીઓને કીબલાની તરફ રાખે. (બયહકી, તલખીસ) સીજદામાં હાથની આંગળીઓને એકબીજા સાથે મેળવીને રાખે. (ઈબ્ને ખુઝયમહ, ઈબ્ને હીબ્બાન, હાકેમ, તલખીસ) **સીજદામાં પઢવાની દુઆ :- "સુબ્હાનકલ્લાહુમ્મ રબ્બના વબેહમ્દેક અલ્લાહુમ્મગફિરલી"** રૂકુઅમાં **"સુબ્હાન રબ્બીયલ અઝીમ"** અને સીજદામાં **"સુબ્હાન રબ્બીયલ અઅલા"** પઢવાનું પણ આવ્યું છે. (મુસ્લિમ, સહીહૈન) રૂકુઅ અને સીજદામાં કુરઆન મજીદ પઢવું નહી. (મુસ્લિમ) રૂકુઅમાં **સુબ્હાન રબ્બીયલ અઝીમ** અને સીજદામાં **સુબ્હાન રબ્બીયલ અઅલા** પઢવાનું પણ આવ્યું છે. (મુસ્લિમ) અને તકબીર કહી માથું ઉંચકવું. (બેસવા માટે) ને (ડાબા અને જમણા) પગને જાંગ સુધી વાળી બેસવું. એવી રીતે બેસવું કે દરેક અવયવો પોતાની જગ્યા પર આવી જાય. (અહમદ, અબુ દાવુદ, તિરમીઝી, ઈબ્ને માજા) આ બેઠકમાં ડાબા પગની ગુંઠણ ઉપર અને જમણા હાથને હલકો બનાવી તેને જમણા હાથની જાંગ

ઉપર રાખવો અને જમણા હાથની તશહહુદની આંગળીથી ઈશારો કરવો અને કોહણીને જાંગથી છેટે રાખવું. (મુસ્નદે અહમદ, અબ્દુર્રઝાક) જમણા હાથના હલકા બનાવવાની રીત :– જમણા હાથની આંગળીઓથી પહોંચા સુધીના ભાગને જાંગ ઉપર રાખી જમણા હાથની નાની (પાંચમી છટ્ઠી) અને તેની પાસેની (ચોથી) આંગળીને બંધ કરી દેવી. વચલી આંગળી (ત્રીજી)ને અંગુઠાના અંદરના ભાગ સાથે રાખવી અને તશહહુદ (બીજી)ની આંગળીને હલાવવું (ઈશારો કરવો.) બીજી રીત :– ત્રીજી, ચોથી અને પાંચમી એમ ત્રણે આંગળીઓને બંધ કરી દેવી અને અંગુઠા ઉપર તશહહુદની આંગળી મુકવી એને તેનાથી ઈશારો કરવો. પ્રથમ સીજદો કરી (બેઠકમાં) આ દુઆ પઢવી. **"અલ્લાહુમ્મગફીરલી વરહમની વઆફીની વહદેની વરઝુકની."** (અબુ દાવુદ વગેરે) અને પહેલા સીજદાની જેમ જ બીજો સીજદો કરવો અને તકબીર કહેતાં સીજદામાંથી માથું ઉંચકવું. (બુખારી) માથું ઉંચુ કરી સીધા બેસી જવું અને બંને હાથોનો ટેકો લઈ ઉભા થઈ જવું. (બુખારી) પહેલી અને ત્રીજી રકાતના બંને સીજદાઓ કરી રહ્યા બાદ સીધા બેસી જવું અને ઉભા થવું. (બુખારી) આને જ લોકો જલસા ઈસ્તરાહત (બેઠક) કહે છે. (ઝાદુલ મઆદ) બધી રકાતો આવી જ રીતે પુરી કરવી. (સહીહૈન) બીજી રકાતની શરૂઆત પણ કીરઅત પઢી કરવી અને દુઆએ ઈસ્તીફતાહ માટે ચુપ રહેવું (પઢવું) નહિ. (મુસ્લિમ) બે રકાતો પઢીને જમણા પગને તેની જાંગ સાથે વાળવું. (ખુણો કરવો) અને ડાબા પગને વાળી તેના ઉપર બેસવું. (બુખારી) જમણા પગની આંગળીઓ કીબલા તરફ (જમીન પર) વાળવી અને પગને ઉંચો (જમીનથી) રાખવો. (અબુ દાવુદ, નિસાઈ) જમણા હાથને જમણા પગની જાંગ ઉપર હલકો બનાવી રાખવો અને તશહહુદની આંગળી વડે ઈશારો કરવો. ડાબા હાથથી ડાબા પગના ઘુંટણને

કોળીયો (લુકમો) ખાય તેમ પકડી રાખવો. (મુસ્લિમ) નજર (ધ્યાન) આંગળી તરફ રાખવી. (અહમદ, અબુ દાવુદ, નિસાઈ, ઈબ્ને હિબ્બાન) ઈશારો કીબલા તરફ કરે. (અબુ દાવુદ) અને બીજી રકાતના જલસામાં (બેઠકમાં) આ દુઆ પઢવી. **"અત્તહયાતો લીલ્લાહે વસ્સલવાતો વત્તય્યીબાતે વસ્સલામો અલયક અય્યોહન નબીય્યો વરહમતુલ્લાહે વબરકાતોહુ અસ્સલામો અલયના વ અલા ઈબાદીલ્લાહ હીસ્સાલેહીન, અશહદો અલ્લાઈલાહ ઈલલલ્લાહો વ અશહદો અન્ન મુહમ્મદન અબ્દોહુ વ રસુલહુ."** (સહીહૈન) અને બેઠકમાંથી (તશહહુદમાંથી) ત્રીજી રકાત માટે ઉભો થઈ જાય. (અહમદ, ઈબ્ને ખુઝયમહ, તલખીસ, મજમઉઝ ઝવાએદ) પહેલા (બીજી રકાતમાં) તશહહુદ પઢવામાં લાંબા સમય સુધી બેસી રહેવું નહિ. (ઘણો સમય લેવો નહિ.) (અહમદ, હાકીમ, સુનને અરબહ) તકબીર કહેતાં કહેતાં તશહહુદમાંથી ઉભા થવું જોઈએ અને રફઅયદેન કરવું જોઈએ. (બુખારી, અહમદ, તિરમીઝી, ઈબ્ને માજા) છેલ્લી રકઅતમાં તશહહુદ માટે બેસે તો ડાબા પગને જમણા પગ નીચે બહાર કાઢીને રાખે અને કુલહુ (ઢેકો, થાપો) પર ભાર દઈ બેસે. (બુખારી) પહેલાં તશહહુદની માફક જ હાથોને રાખે અને જમણા હાથનો હલકો કરી ઈશારા વડે (ઝાદુલ મઆદ વગેરે) પહેલાં તશહહુદ (અત્તયહયાતો) પઢી નબી (સ.અ.વ.) પર દુરૂદ શરીફ મોકલવું (પઢવું) (અબુ દાવુદ) દુરૂદ :- **"અલ્લાહુમ્મ સલ્લે અલા મુહમ્મદીન વ અલા આલે મુહમ્મદીન કમા સલ્લયત અલા ઈબ્રાહીમ વ અલા આલે ઈબ્રાહીમ ઈન્નક હમીદુમ મજીદ. અલ્લાહુમ્મ બારીક અલા મુહમ્મદીંવ વ અલા આલે મુહમ્મદીન કમા બારકત અલા ઈબ્રાહીમ વ અલા આલે ઈબ્રાહીમ ઈન્નક હમીદુમ મજીદ."** દુરૂદ બાદ જે દુઆ માંગવી હોય તે માંગે. (નિસાઈ, તિરમીઝી) સલામ ફેરવવા (નમાઝ પુરી કરવા)

પહેલાં ચાર વસ્તુઓથી પનાહ (છુટકારો) માંગે. (૧) જહન્નમનો અઝાબ. (૨) કબરનો અઝાબ (શિક્ષા) (૩) જીવન અને મરણના ઝઘડાનો (ફીતના) (૪) મસીહુદ દજ્જાલની બુરાઈઓથી. (મુસ્લિમ, અબુ દાવુદ, નિસાઈ, ઈબ્ને માજા) **પનાહ માંગવાની દુઆ :- "અલ્લાહુમ્મ ઈન્ની અઉઝોબેક મીન અઝાબે જહન્નમ વમીન અઝાબીલ કબરે વમીન ફીતનતીલ મહ્યા વલ મમાતે વમીન શર્ફ ફીત નતીલ મસીહીદ દજ્જાલે."** (મુસ્લિમ, અબુ દાવુદ) **બીજી દુઆ આ છે :- "અલ્લાહુમ્મ ઈન્ની અઉઝોબેક મીન અઝાબીલ કબરે વ અઉઝોબે ક મીન ફીતનતીલ મસીહીદ દજ્જાલે વ અઉઝોબેક મીન ફીત નતીલ મહ્યા વલ મમાતે અલ્લાહુમ્મ ઈન્ની અઉઝોબેક મીનલ માસેમે વલ મગરમે."** (સહીહૈન) **આ દુઆ પણ પઢવું :- "અલ્લાહુમ્મ ઈન્ની ઝલમતો નફસી ઝુલમન કસીરંવ વલા યગ ફીરૂઝઝોનુબ ઇલ્લા અન્ત ફગફીરલી મગફેરતમ મીન ઈન્દેક વરહમની ઈન્નક અન્તલ ગફુરૂર્રહીમ."** (સહીહૈન) તશહુદ નાબાદ. મુસલ્લીને જે પસંદ હોય તો દુઆ માંગે. (સહીહૈન) ઉપલી દુઆ પઢી અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહે કહેતાં કહેતાં જમણી બાજુ મોં ફેરવવું અને ફરી અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહે કહેતાં કહેતાં ડાબી બાજુ મોં ફેરવવું. (સુનને અરબઅઅ, દારેકુતની, ઈબ્ને હિબ્બાન) જમણી અને ડાબી બાજુ મોંને એવી રીતથી ફેરવવું કે જમણી અને ડાબી બાજુના મુસલ્લીઓના ગાલ (મોંઢા) દેખાય. (નિસાઈ, અહમદ, દારેકુતની, ઈબ્ને હિબ્બાન વગેરે) સલામ ફરેવી રહ્યા બાદ અલ્લાહો અકબર જોરથી (મોટા અવાજે) પઢવું. (સહીહૈન, નિસાઈ) ત્રણ વાર અસ્તગફેરૂલ્લાહ કહી અલ્લાહુમ્મ અન્તસ્સલામ વમીન કસ્સલામો તબારકત યા જલ જલાલે વલ ઈકરામ પઢવું. (મુસ્લિમ) આ દુઆની સાથે એલયક યરજેઉસ્સલામ ફહય્યેના

રબ્બના બીસ્સલામ વગેરે પઢવાનો જે વધારો કર્યો તે હદીસોની કોઈપણ કિતાબમાં ક્યાં વાંચવામાં આવ્યું નથી. એ તો વાએઝો (ભાષણકર્તાઓ)એ મનગઠન ઉપજાવી કાઢેલી છે. (મીરકાત, મૌઝુઆત–સગીર અને કબીર; મસાબીહુલ જઝરીની સરહથી) અલ્લાહુમ્મ અન્તસ્સલામ પઢી રહ્યા બાદ ઈમામે કીબલા તરફ મોં કરી બેસી રહેવું જોઈએ. (બુખારી) અને ઉંચા (મોટા) અવાજથી આ દુઆ પણ પઢે : **"લાઈલાહ ઈલ્લલ્લાહ વહદહુ લા શરીક લહુ લહુલ મુલ્કો વલહુલ હમ્દો વહોવ અલા કુલ્લે શયઈન કદીર અલ્લાહુમ્મ લામાને અલેમ અઅતયત વલા મોઅતીય લેમા મનઅત વલા યનફઓ ઝલ જદદે મીન કલ જદદો."** (મુસ્લિમ) ઉંચા અવાજથી આ પણ વધારાનું પઢવું :– **"લાઈલાહ ઈલ્લલ્લાહો વહદહુ લા શરીક લહુ લહુલ મુલ્કો વલહુલ હમ્દો વ હોવ અલા કુલ્લે શયઈન કદીર લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહે લાઈલાહ ઈલ્લલ્લાહો વલા નઅબોદો ઈલ્લા ઈય્યાહો લહુન્નેઅમતો વલહુલ ફઝલો વ લહુસ્સનાઉલ હસનો લાઈલાહ ઈલ્લલ્લાહો મુખલેસીન લહુદ્દીન વલવ કરેહલ કાફેરૂન."** (મુસ્લિમ) અમે આ બંને હદીસોમાં ઉંચા અવાજ સાથે ઉપરની દુઆ પઢવાનું લખ્યું છે. કદાચ કોઈ સહીહ મુસ્લિમનું અવલોકન કરી કાન ઉંચા કરે નહિ અને કહે કે આમાં તો ઉંચા અવાજ સાથે પઢવાનું લખ્યું નથી. જેથી તેમની જાણ માટે લખવામાં આવે છે કે આ બંને હદીસોમાં સહાબી કહે છે કે મેં રસુલુલ્લાહ (સ.અ.વ.)ને નમાઝ બાદ ઉપલી દુઆ જોરથી ઉંચા અવાજ સાથે પઢતાં સાંભળ્યા છે. જેથી સાફ રીતે જાહેર પુરવાર થઈ જાય છે કે ઉંચા અવાજ સાથે પઢવું જોઈએ. આ વાતને એવી રીતથી સમજવું જોઈએ જેવી રીતે કે ઉમ્મે હિસામ (હારેસહની દીકરી કહે છે કે મેં રસુલુલ્લાહને દરેક જુમ્આના ખુત્બા (પ્રવચનમાં) સુરહ કાફ પઢતાં સાંભળ્યું છે જેથી

સાંભળી યાદ કરી લીધું છે. (મુસ્લિમ) અને કહે છે કે મેં નબી (સ.અ.વ.)ને વના દવ યા માલેકો પઢતાં સાંભળ્યું છે. (મુસ્લિમ વગેરે) ઔફ બીન માલેક અશજઈ કહે છે કે મેં રસુલુલ્લાહને જનાઝાની નમાઝમાં અલ્લાહુમ્મગફીર લહુ વરહમહુ પઢતાં સાંભળ્યું છે જેને મેં યાદ કરી લીધી. (મુસ્લિમ, નિસાઈ) તે ઉપરાંત કહેવા શબ્દનો અર્થ ઉંચા અવાજનો જ થાય છે જેને ઈમામ બુખારી (રહ.)એ પોતાની સહીહમાં પુરવાર કર્યું છે. આમીન બીલ જહર (જોરથી આમીન બોલવા)ના પ્રકરણમાં જુઓ. તે ઉપરાંત મુસ્લિમની બીજી રીવાયતમાં બેસવતેહીલ અઅલા અર્થાત ઉંચા અવાજે પઢવાનું શરહ સુન્નઅ અને મુસનદથી ઈમામ શાફિઈએ પણ લખ્યું છે. આજ રીતે બધી હદીસોમાં રાવી (કહેનાર) એમ કહે કે મેં રસુલુલ્લાહ (સ.અ.વ.)ને પઢતા સાંભળ્યા. તેમણે (આજ્ઞા આપી) ફરમાવ્યું અથવા આ દુઆ પઢતાં હતા. વગેરેનો અર્થ (જોરથી) ઉંચા અવાજથી પઢવાનો કરવામાં અને સમજવામાં આવશે. જ્યાં સુધી કે કોઈ યોગ્ય અને ચોક્કસ સચોટ દલીલ ધીમે (મનમાં) પઢવાની મળે નહિ.

નમાઝ બાદ દુઆઓ પઢવાનું ઘણી જગ્યાએ આવ્યું છે. ત્યાં બની શકે ત્યાં સુધી તેની સાથે સુબ્હાનલ્લાહ—૩૩ વાર, અલહમ્દો લીલ્લાહ—૩૩ વાર, અલ્લાહો અકબર—૩૩ વાર અને લાઈલાહ ઈલ્લલ્લાહો વહદહુ લા શરીકલહુ લહુલ મુલ્કો વલહુલ હમ્દો વહોવ અલા કુલ્લે શયઈન કદીર—૧ વાર પઢવું. (મુસ્લિમ) અથવા તો લાઈલાહ ઈલ્લલ્લાહોની જગ્યા પર ૩૪ વાર, અલ્લાહો અકબર પઢવું. (મુસ્લિમ) ઉપરની ત્રણે તસબીહો (દુઆઓ)ને આંગળીના ટેરવા પર ગણે (પઢે). (અહમદ, તિરમીઝી, અબુ દાવુદ, નિસાઈ) આ વિષયની ઈમામ સીયુતીએ ખાસ એક કિતાબ લખી છે. ફરજ નમાઝો પઢી રહ્યા બાદ હાથોને ઉઠાવીને પણ દુઆ માંગી શકાય છે. (ઈબ્ને સુન્ની, અબુ શયખ, ઈબ્ને

હિબ્બાન) હાથ ઉઠાવીને દુઆ માંગવાને બીદઅત કહેવું ખરેખર જહાલત (અજ્ઞાનતા) છે. અલબત્ત, અરબસ્તાન અને બીજા દેશોના લોકોમાં જે પ્રચલિત અને પ્રખ્યાત છે કે એ કે ઈમામ દુઆ માંગે અને મુકતદી આમીન, આમીન કહે. આ રીત રસુલુલ્લાહ (સ.અ.વ.)એ બતાવી કે કરી નથી. (શરહ સીફરૂસ્સઆદત, મૌલાના અ. હક દહેલ્વી, ઝાદુલ મીઆદ અને ઈબ્ને તૈયીમીયઅ) ઈબ્ને તૈયીમીયઅ વગેરે જે રીતને બીદઅત કહી છે તે પણ ઈમામ અને મુકતદીની રીતને જ બીદઅત કહી છે. હાથ ઉઠાવીને દુઆ માંગનારને બીદઅતી કહેવો નહીં. જેને જે દુઆ માંગવી હોય તે તેની મરજી મુજબ દુઆ કરી શકે છે. ઈમામના માટે જ કાંઈ ચોક્કસ મુકર્રર નથી. **સુચના** :- અમે નમાઝ શરૂ કરવાની દુઆ કરવાથી લઈને નમાઝ પઢી રહ્યા બાદની પઢવાની બધી દુઆઓ ટુંકાણ (સંક્ષિપ્ત)માં લખી છે. આ લેખ દ્વારા અમારો ધ્યેય એ જ છે કે લોકોએ શરઈ નમાઝ કેવી રીતે પઢવી, તેમાં શું પઢવું વગેરે જણાવવું છે. જો આનાથી વધારે દુઆઓ તેના અર્થ સાથે પઢવી હોય તો અમારા ઉસ્તાદ મૌલાના અબુ મોહમ્મદ અબ્દુલ વહાબ (સલ્લમહુ રબ્બહુ)ની કિતાબ હિદાયતુન્નબી અર્થાત નમાઝ અર્થ સાથે (બા માના ) અવલોકન કરો, તેને હૃદયમાં ઉતારો. આ એક અજોડ કિતાબ છે એના જેવી આ ધરતી પર બીજી કોઈ કિતાબ હશે નહીં.

## ✪ નમાઝમાં શું કરી શકાય (જાઈઝ) અને નહિ કરી શકાય (નાજાઈઝ) તેનું વર્ણન ✪

નમાઝના અંદર જે કાર્યો હાથ વડે કરવાંના હોય તે કરી શકે છે. (બુખારી) નમાઝમાં માથા પરથી ટોપી ઉતારી તેમજ મુકી શકે છે.

(બુખારી) નમાઝમાં ખઝવાળી શકે છે તેમજ પહેરેલા કપડાંને સીધા કરી શકે છે. (બુખારી) નમાઝમાં વાતચીત(વાતો) કરી શકાય નહીં. (બુખારી) નમાઝમાં અલહમ્દો લીલ્લાહ અથવા સુબ્હાનલ્લાહ બોલી શકાય છે. (બુખારી) નમાઝમાં ઈમામથી ભુલ થઈ જાય તો જો પુરૂષ હોય તો સુબ્હાનલ્લાહ કહેવું સ્ત્રી હોય તો તાળી પાડવી. (બુખારી) જો જરૂર પડે તો આગળ–પાછળ ખસી શકાય છે. (બુખારી વગેરે) સીજદા આગળ મટોડું, કાંકરી વગેરે હોય તો તેને એકવાર ખસેડી શકાય છે. (સહીહૈન) તાપ ઘણો પડતો હોય તો નમાઝમાં સીજદાની જગ્યાએ માથા નીચે કોઈ વસ્તુ પાથરી શકાય છે. (બુખારી) નમાઝમાં અડચણ અને અવરોધ કરતી વસ્તુને હટાવી શકાય છે. (બુખારી) એવી જ રીતે સીજદાની જગ્યાએ કોઈ વસ્તુ હોય તો તેને પણ હટાવી શકાય. (બુખારી) ભાગી (નાશી) રહેલા જાનવરને નમાઝમાંથી જઈ પકડી લાવી શકાય છે. (બુખારી) નમાઝમાં જો થુંક આવી જાય તો તેને ડાબી બાજુ અથવા ડાબા પગની નીચે થુંકી ઘસી નાખવું. જમણી બાજુ થુંકવું નહી. (બુખારી) જો કોઈ વ્યકિત મુસલ્લીને કહે આગળ વધી જાવ અથવા થોભી થોડીવાર રાહ જુઓ તો તે પ્રમાણે આગળ વધી શકાય છે અથવા તેની રાહ જોઈ શકાય છે જરા પણ વાંધો નથી. (બુખારી) અવાજ ઉચ્ચારી (મોંથી) સલામનો જવાબ આપવો નહિં. (સહીહૈન) નમાઝમાં કેડ ઉપર હાથ રાખી શકાય નહિ. (બુખારી) નમાઝમાં કોઈપણ વિષયનો વિચાર કરી શકાય છે. (બુખારી) નમાઝમાં કોઈ વાત કહેવામાં કે પૂછવામાં આવે તો તે હાથના કે માથાના ઈશારા વડે તેનો જવાબ આપી શકે છે. (બુખારી) નમાઝમાં જમણી ને ડાબી બાજુ મોં ફેરવી જોઈ શકાય નહિ. (સહીહૈન) આકાશ તરફ આંખો ઉઠાવીને જોવું નહિ. (સહીહૈન) નમાઝમાં નાના બાળકને ખોળામાં લઈ નમાઝ પઢી શકાય છે. (સહીહૈન) બગાસા આવે તો મોં

બંધ કરી હા હા કરવું નહી. (સહીહૈન) બગાસા આવે તો મોં પર હાથ મુકી દેવો. (ઈબ્ને માજા, તિરમીઝી) ઈશારાથી હાથના સલામનો જવાબ આપી શકાય છે. (અબુ દાવુદ, તિરમીઝી, નિસાઈ) નમાઝમાં આંખોના કિનારાઓ વડે (કીકી ફેરવી) ડાબી કે જમણી બાજુ જોઈ શકાય છે, પરંતુ ડોકને ફેરવવું નહી. (તિરમીઝી, નિસાઈ) નમાઝમાં રડી શકાય છે. (અહમદ, અબુ દાવુદ, નિસાઈ) નમાઝમાંથી સાંપ કે વીંછીને મારી શકાય છે. (અહમદ, અબુ દાવુદ, તિરમીઝી) બંધ દરવાજાને ઉઘાડવાની જરૂરત પડે તો નમાઝમાંથી જઈ ઉઘાડી શકે છે. (અહમદ, અબુ દાવુદ, તિરમીઝી) સીજદાની જગ્યા પર જો જમીન ગરમ હોય તો સીજદો કરતી વેળા સીજદાની જગ્યા પર આગળથી કાંકરી, મટોડી વગેરે મુઠી જેટલું ભરી તે જગ્યા પર મુકી તેના ઉપર સીજદો કરી લેવો. (અબુ દાવુદ, નિસાઈ) નમાઝમાં અઉઝો બિલ્લાહે મિનક (હું તારાથી પનાહ માંગુ છું) કહી શકાય છે. (મુસ્લિમ) નમાઝમાં આંગળીઓને ફોડી (અવાજ કરી) શકાય નહી. (ઈબ્ને માજા) નમાઝમાં ખંખારો કરી શકાય છે. (કોઈપણ કારણે) (અહમદ, ઈબ્ને માજા, નિસાઈ) ઈમામને તેની ભૂલ બતાવી શકાય છે. (અબુ દાવુદ, મુસનદ અહમદ) જે આયતોમાં ગુનાહોની સજાઓનું, આગના અઝાબથી બચવાનું વગેરેનું વર્ણન હોય તો જરા વાર થોભી તેવા કાર્યોથી છુટકારો (પનાહ) માંગી શકાય છે અથવા જે આયતોમાં જન્નત વગેરે મળવાની ખુશખબરનું વર્ણન હોય તો ત્યાં જરાવાર થોભી જન્નત માંગી શકાય છે. તેમજ રહમત હમ્દ માંગી શકાય છે. (અહમદ, ઈબ્ને માજા, અબુ દાવુદ, નિસાઈ) નમાઝમાં આંખોને બંધ કરવી નહી. (તબરાની સગીર અને કબીર અને ઔસ ઈબ્ને અબ્બાસથી અને હીલયતુલ અવલીયહ કર્તા અનુનોએમ) નમાઝીના આગળથી પસાર થનારને અટકાવવું. નહિ હઠે તો તેના સાથે ઝઘડો પણ કરવું. (સહીહૈન) નમાઝમાં

મોંને ઢાંકવું નહિ. (અબુ દાવુદ, તિરમીઝી) ગુંટીથી નીચે કપડું પહેરવું નહિ. (સહીહૈન) બાલોના પાછળ અંબોડો વાળી નમાઝ પઢવી નહી. (અબુ દાવુદ) જેવી રીતે હિંદુ સ્ત્રીઓ અંબોડો વાળે છે તેવી રીતે મુસલમાન સ્ત્રીએ વાળવો નહિ. સીજદામાં કુતરાની માફક હાથ રાખવા નહી. (બુખારી) નમાઝમાં બાલોને સીધા સાચવણી કરવી નહિ તેમજ કપડાંને સમેટી ઉપર ચઢાવવાં નહિ. (બુખારી) નમાઝમાં બાંય (અસ્તીન)ને વાળેલી રહેવા દેવી નહી તેને ઉતારી દેવી. આમ ઈમામ નવવીએ શરહ મુસ્લિમમાં લખ્યું છે. નમાઝમાં ઈમામની તરફ જોઈ શકાય છે. (બુખારી) ઈમામથી આગળ રૂકુઅ કે સીજદામાં જવું નહિ તેમજ તેના પહેલાં રૂકુઅ કે સીજદામાંથી ઉભા થવું નહિ. (સહીહૈન)

## ✪ નમાઝમાં પડેલી ભુલ સુધારવા વિષેનું વર્ણન ✪

જ્યારે માણસને શંકા ઉત્પન્ન થાય અને (ધ્યાન) યાદ નહિ આવે કે મેં કેટલી (ત્રણ કે ચાર) રકાતો પઢી તો તેને જોઈએ કે તેણે પોતાની શંકા કાઢી નાખવી અને કોઈપણ એક નિયમ પર આવી તેના ઉપર અમલ કરવો અને સીજદા વધારાના કરી લેવા. જો કદાચ પાંચ રકાતો પઢી હોય તો આ બે સીજદાઓ તેની નમાઝને મેળવી (જોડી) દેશે, અને જો ચાર રકાતો જ પઢી હશે તો આ બે સીજદાઓ શયતાનના માટે ઝલીલ કરનાર બની જશે. (મુસ્લિમ) જે માણસે પાંચ રકાતો પઢી લીધી હોય તેણે એ સીજદા કરી સલામ ફેરવવું. (મુસ્લિમ) જો ફરજ નમાઝની રકાત બાદ બેસવાનું (જલસા કરવાનું) ભુલી જાય તો બે સીજદાઓ કરી સલામ ફેરવી લેવું. (બુખારી) જો કોઈ માણસ બે રકાતો પઢી રહ્યા બાદ સલામ ફેરવી દે અને થોડીવાર સુધી વાતો કર્યા કરે અને તેને અચાનક યાદ આવે અથવા યાદ અપાવે (ઓછી રકાતો પઢી છે એમ) તો બાકી રહેલી રકાતો પુરી

કરે. બે સીજદાઓ કરી સલામ ફેરવી દે. (સહીહૈન) "સહુ"ના સીજદામાં તશહહુદ (અત્તહયાતો) પઢવાનું નથી. (સહીહ બુખારી) સહુના સીજદામાં જતી વખતે તકબીર કહેવું. (બુખારી) જેવી રીતે ફરજ નમાઝો માટે સહુના સીજદા કરવામાં આવે છે તેવી જ રીતે નફલ નમાઝોમાં પણ કરવું જોઈએ. (બુખારી) તશહહુદ પઢતાં પહેલાં પણ સહુના સીજદા કરી શકાય છે. (અબુ દાવુદ, તિરમીઝી) સલામ ફેરવવા પહેલાં સહુના સીજદા કરી લે તો તેમાં તશહહુદ પઢવું નહીં. (તિરમીઝી) જો ભુલથી ઓછી રકાતો પઢાઈ જાય અને મસ્જીદમાંથી ઘરે પણ ચાલ્યો જાય, ત્યારબાદ તેને યાદ આવે કે કોઈ યાદ અપાવે તો ફરીથી મસ્જીદમાં આવી બાકી રહેલી રકાતો પઢી સલામ ફેરવી લેવું. (અહમદ, મુસ્લિમ, અબુ દાવુદ, ઈબ્ને માજા, નિસાઈ) જો કોઈ બીજી રકાતમાંથી એકદમ પુરેપુરો સીધો ઉભો થઈ જાય તો તેણે ફરી બેસવું નહી અને જો પુરેપુરો સીધો ઉભો થયો નહી હોય તો ફરી બેસી જવું. (અહમદ, અબુ દાવુદ, ઈબ્ને માજા) મનમાં (ધીમે) પઢવાની (બપોરની, અસરની, મગરીબની ત્રીજી, ઈશાની ત્રીજી અને ચોથી તેમજ બીજી નમાઝોમાં) રકાતોમાં જો જોરથી અવાજ સાથે પઢાઈ જાય તો સહુનો સીજદો કરવું ફરજીયાત નથી. (તબરાની–કબીર, મજમઉઝ ઝવાએદ) જો મુકતદીઓથી ભુલ થઈ જાય તો સહુનો સીજદો કરવો પડતો નથી પરંતુ ઈમામથી ભુલ થઈ જાય તો સહુનો સીજદો કરવો ફરજીયાત છે. (દારેકુતની, બઝઝાર, બયહકી)

## ✪ કુર્આન મજીદમાં આવતા સીજદા કરવા વિષેનું વર્ણન ✪

જો સીજદાની આયત પઢી લે અને સીજદો નહી કરે તો પણ ચાલી જશે. (બુખારી) કુર્આનમાં આવતા સીજદાઓને કરવાનું અલ્લાહે ફરજીયાતં (વાજીબ, ફર્ઝ) કર્યા નથી. (બુખારી) જો સીજદાની આયતનો પઢનાર સીજદો કરે તો સાથે સાથે સાંભળનારે પણ સીજદો કરવો.

(બુખારી) કુર્આન મજીદના સીજદાઓ આ પ્રમાણે છે :– (૧) સુરહ નજમમાં એક (બુખારી) (૨) સુબહ સુવાદમાં એક (બુખારી) (૩) સુરહ અઅઝુસ્સમાઉઝુસ શક્કતમાં એક (મુસ્લિમ) (૪) સુરહ ઈકરાઅ બેઈસ્મે રબ્બેકમાં એક (મુસ્લિમ) (૫–૬) સુરહ હજમાં બે (અબુ દાવુદ, ઈબ્ને માજા, તિરમીઝી) (૭) સુરહ તનઝીલમાં એક (બુખારી) (૮–૯–૧૦) સુરહ મુફસ્સીલમાં ત્રણ (અબુ દાવુદ, ઈબ્ને માજા) (૧૧) સુબહ અઅરાફમાં એક (૧૨) સુરહ શદમાં એક (૧૩) સુરહ નહલમાં એક (૧૪) સુરહ બની ઈસરાઈલમાં એક (૧૫) સુબહ મરયમમાં એક. કુર્આન મજીદમાં કુલ ૧૫ સીજદા છે. જેમાંથી ત્રણ સુરહ મુફસ્સીલમાં અને બે સુરહ હજમાં છે. (અબુ દાવુદ, ઈબ્ને માજા) **નોંધ** :– સુરહ હજના બંને સીજદાઓને હનફી અને શાફિઈઓએ વહેંચી લીધા છે. પહેલો સીજદો હનફી અને શાફિઈ બંને કરે છે અને બીજો સીજદો શાફિઈઓએ લઈ લીધો છે. યાદ રાખો કે આ વહેંચણી રસુલુલ્લાહ (સ.અ.વ.)એ બતાવ નથી. નમાઝ પઢતાં નહી હોય તો વુઝૂ કર્યા વિના પણ સીજદા કરી શકાય છે. (બુખારી) સીજદાના માટે તકબીર કહે અને તકબીર કહી સીજદામાં જવું. (અબુ દાવુદ) ધીમે (મનમાં) પઢવાની નમાઝમાં સીજદાની આયત પઢે તો પણ સીજદો કરવો જોઈએ. (અબુ દાવુદ, તહાવી, હાકેમ) સીજદામાં આ દુઆ પઢવી : **"અલ્લાહુમ્મક તુબલી બેહા ઈનદે ક અજરન વહોતન અન્ની બેહા વીઝરન વજ અલહાલી ઈન્દ ક ઝુખરન વ ત કબ્બલહા મીન્ની કમા ન કબ્બા લો તહા મીન અબદે ક દાવુદ."** (તિરમીઝી)

## ✪ નફલ નમાઝ પઢવાનું વર્ણન ✪

દિવસ અને રાત વચ્ચે ૧૨ સુન્નતો પઢવી જોઈએ અથવા ૧૦ પણ પઢી શકે. ૪ ઝોહર (બપોર)ની નમાઝ પહેલાં અથવા ઝોહર બાદ ૨,

મગરીબ બાદ ૨, ઈશા બાદ ૨, ફજરની નમાઝ પહેલાં ૨. (સીહાહ સીત્તા) જો લોકો આ નફલ નમાઝોને નહિ પઢે તો પણ વાંધો નથી. (બુખારી) ફજરની ૨ રકાતો પઢવા ઉપર ખાસ ધ્યાન અને ચોકસાઈ રાખે અને તેને કાયમ રાખે. (બુખારી) સવારની બે રકાતો પઢી રહ્યા બાદ જમણી (કરવટે) પડખે સૂઈ જવું. (બુખારી) જો સુએ નહિ અને કોઈ સાથે વાતો કરે તો પણ વાંધો નથી. (બુખારી) નફલ નમાઝોને જમાઅત સાથે પઢી શકાય છે. (બુખારી) ઘરને કબ્રસ્તાન જેવું બનાવવું જોઈએ નહિ. અર્થાત નફલ નમાઝોને ઘરમાં પણ પઢવું જોઈએ. (સહીહૈન) ફજરની સુન્નતો પઢી રહ્યા બાદ વાતચીત કરી શકાય છે. (બુખારી) મગરીબની નમાઝ પહેલાં પણ ૨ રકાતો પઢી શકાય છે. (સહીહૈન) ઝોહરની નમાઝ બાદ ચાર રકાત પણ પઢી શકાય છે. (અહમદ, સુનને અરબઅઅ) અસરની નમાઝ પહેલાં ૪ રકાત પઢી શકાય છે. (અહમદ, અબુ દાવુદ, તિરમીઝી) અસરની નમાઝ પહેલાં બે રકાત પણ પઢી શકાય. (અબુ દાવુદ) સુન્નતો પઢવાની ખાસ અસલ જગ્યા ઘર છે. (અબુ દાવુદ, તિરમીઝી, નિસાઈ) સુન્નતોને ફરજ નમાઝના સલામ ફેરવવાની સાથે જ પઢવું નહીં, પરંતુ સુન્નત પઢવા માટે ત્યાંથી થોડી જગ્યા છોડવી અથવા દુઆ, વઝીફા કે વાતચીતનું અંતર રાખી લેવું. (ફરજ અને સુન્નત પઢવા વચ્ચે) (મુસ્લિમ વગેરે) રસુલુલ્લાહ (સ.અ.વ.)ની રાતની (ઈશાંની) નમાઝની રકાતો કોઈ વાર વીતરની સાથે ૯ થતી હતી. (મુસ્લિમ) કોઈ વાર વીતરની સાથે ૧૧ (મુસ્લિમ) તો કોઈ વાર પાંચ વીતરની સાથે ૧૩ રકાતો થતી હતી. આ પાંચ રકાતોમાં કાયદો (વચ્ચે બેસવું) કરતા હતા નહી, પરંતુ છેલ્લી રકાતમાં જ બેસતાં. (મુસ્લિમ) કોઈ વખત વીતર અને ૨ રકાત ફજરની નમાઝ સાથે ૧૩ રકાત પઢતા. (મુસ્લિમ) ક્યારે ૩ વીતરની સાથે ૧૧ રકાતો પઢતા. (મુસ્લિમ) કયારે ૧૩ રકાતો પઢતા જેમાં ઈશાંની ૮ રકાતો, ૧ વીતર અને ૨ રકાતો બેસીને પઢતાં. જેમાં જેમાં રૂકુઅના સમયે ઉભા

થઈ જતાં અને સવારની નમાઝની ૨ રકાતો જુદી પઢતા હતા. (મુસ્લિમ) રમઝાન મહીનામાં આપ (સ.અ.વ.)ની ઈશાંની નમાઝમાં ૧૧ રકાતો પઢતાં. જેમાં ૩ રકાતો વીતરની હતી. (મુસ્લિમ) કયારે ૧૧ રકાતો પઢ તા જેમાં ૮ ઈશાંની નમાઝ, ૧ વીતર અને રકાતો સવારની નમાજના ઉમેરવાથી ૧૩ રકાતો થતી હતી. (મુસ્લિમ) કોઈપણ સંજોગે રમઝાનની ઈશાંની નમાઝ ૧૧ થી વધુ પઢતા હતા નહી. (સહીહૈન) તરાવીહની ૨૦ રકાતો પઢવી રસુલુલ્લાહ (સ.અ.વ.)થી સાબીત નથી અને જે હદીસ તબરાની વગેરેએ નકલ કરી તે ઘણી જ ઉતરતી ઝઈફ (કમજોર) અને ભરોસાપાત્ર નથી. તેમજ એને નમાઝ સાથે પઢવાની મનાઈ કરી છે તે ઉપરાંત આ હદીસ (સત્ય) સહીહ અને સરીહ (ચોખ્ખી) હદીસના વિરૂદ્ધ છે. એક હદીસમાં ખુલ્લી (જાહેર) રીતે આવ્યું છે કે રમઝાનમાં રસુલુલ્લાહ (સ.અ.વ.)એ લોકોને ત્રણ રાતો સુધી આઠ રકાતો પઢાવી હતી. (ઇબ્ને હિબ્બાન, ઇબ્ને ખુઝયમહ, મુહમ્મદ બીન નસર, મરવઝી, ફતહુલ બારી, ઝુરકાની, કયામુલ લયલ) સહીહ અને સરીહ હદીસના મુકાબલામાં બીલકુલ ઝઈફ (અશક્ત) જુઠી રિવાયતવાળી અને અવિશ્વાસી દલીલ પકડવી તેમજ માનવી નહીં. આ સિદ્ધાંતથી હદીસોનો મસ્અલો (ઉકેલ) શોધવો પ્રખ્યાત છે. જેથી ઉપલી હદીસને ભરોસાપાત્ર હદીસ કહેવાય નહી. ત્રણ રકાત વીતરોમાં કાયદો કરવો નહી. એક જ તશહહુદથી વીતર પૂરી કરવી. (હાકેમ, બયહકી, કીતાબુલ મઅરેફા, કયામુલ લયલ, મરવઝી તલખીસ, ફતહ નૈલ ઝુરકાની, તઅલીકૂલ મુગની) વીતરની ૯ રકાતો પઢતાં હોય તો ૮ મી રકાત પર કાયદો કરવું અને નવમી રકાત પઢી સલામ ફેરવવું. (મુસ્લિમ) વીતરની ૭ રકાતો પઢતાં હોય તો તેમાં કાયદો કરવો નહીં અને કરે તો છટ્ઠી રકાત પઢીને કરે અને ૭ મી નમાઝ પઢી સલામ ફેરવી લે. (મુસ્લિમ, નિસાઈ) વીતર અવ્વલ (પહેલી) રાતમાં અથવા આખર (છેલ્લી) રાતમાં પઢી શકે છે. (અબુ દાવુદ) વીતરની

સલામ ફેરવવા બાદ સુબ્હાનલ મલેકીલ કુદુસ ત્રણવાર પઢવું. ત્રીજી વાર ઉંચા અવાજ સાથે પઢવું. (નિસાઈ) વીતર સવારી ઉપર પણ પઢી શકાય છે. (બુખારી) ત્રણ વીતર પઢે તો પહેલી રકાતમાં સબ્બેહીસ્મ રબ્બેકલ અઅલા, બીજી રકાતમાં કુલ યા અય્યોહલ કાફેરૂન અને ત્રીજી રકાતમાં કુલ હોવલ્લાહો અહદ પઢવું. (નિસાઈ) વીતરમાં પણ દુઆએ કુનુત પઢી શકાય છે. (અહમદ, સુનન અરબઅઅ) ઈમામ બુખારીનો રવીયો (અર્થ) પણ આ વાતનો ઉલ્લેખ કરે છે જો કે ખાસ વીતરમાં જ કુનુત પઢવાનું વર્ણન નથી કર્યું, પરંતુ વીતરના પ્રકરણમાં કુનુત પઢવાનું પણ લખ્યું છે. કુનુત રૂકુઅથી પહેલાં કે બાદ પણ પઢી શકાય છે. (બુખારી વગેરે) **કુનુતની દુઆ :- "અલ્લાહુમ્મહ દેની ફીમન હદયત વઆફેની ફીમન આફયત વત વલ્લેની ફીમન તવલ્લયત વબારીકલી ફીમા અઅતયત વકેની શર્રમા કઝયત ફઇન્નક તકઝી વલા યુકઝા અલયક વઈન્નહૂ લા યઝીલ્લો મુનવા લયત. તબારકત રબ્બના વ ત આલયત વ સલ્લલ્લાહો અલયન્નબીય્યે મુહમ્મદીન."** (નિસાઈ) **ચેતવણી :-** હનફી અને શાફિઈઓ કુનુતના મસ્અલામાં ઘણો જ વધારો કરી દીધો છે. હનફી લોકોના નજીક વીતરમાં કુનુત પઢવી વાજીબ (ફરજીયાત) છે. કુનુત નહી પઢે તો સહુનો સીજદો કરવો પડે છે અને જો તે પણ કરી શકે નહી તો તેના બદલામાં કુલહોવલ્લાહો અહદ પઢી લેવું પડે છે. આવી જ રીતે શાફિઈઓ સવારની નમાઝમાં કુનુત પઢવાનું કહે છે અને ભુલી જાય તો તેના માટે સહુનો સીજદો કરવો પડશે. જેવી રીતે હનફીઓ વીતરમાં કરે છે. આ બધી લોકોએ ઉપજાવી કાઢેલી બનાવટી વાતો છે. ખુદા અને તેના રસુલે કયાં પણ આવી રીતે કરવાનું કહ્યું કે બતાવ્યું નથી. ઈમામ ઈબ્નુલ કય્યમે પોતાની કિતાબ ઝાદુલ મેઆદમાં લખ્યું છે કે અહલે હદીસો આ બંને ફીરકાઓ (પંથો) કરતાં હદીસોના વધુ જાણકાર છે. તેઓ તો કુનુત પઢનારને પણ બીદઅતી કહેતાં

નથી તેમજ નહી પઢનારને સુન્નતના વિરૂદ્ધ કાર્ય કરનાર પણ કહેતાં નથી. પઢવું પણ સારૂં છે અને નહિ પઢવું પણ સારૂં છે. ઈમામ કુનુત પઢે ત્યારે મુકતદીઓએ આમીન ! આમીન ! કહેવું. (અબુ દાવુદ) જેવી રીતે હાથ ઉઠાવીને દુઆ માંગીએ છીએ તેવી જ રીતે કુનુત માટે પણ હાથ ઉઠાવવા. (કયામુલ લયલ વગેરે) અને અલ્લાહ હુમ્મહદેની પઢવું. અલ્લા હુમ્મહદેનીને બહુવચન અલ્લા હુમ્મહદેના કરી પઢવું. રસુલુલ્લાહ (સ.અ.વ.)એ બતાવેલી રીતથી બીલકુલ વિરૂદ્ધ છે. બલકે મુસતદરક હાકેમમાં એક રીવાયત આ રીતે આવી છે કે રસુલુલ્લાહ (સ.અ.વ.)એ સવારની નમાઝના છેલ્લા રૂકુઅ બાદ અલ્લા હુમહદોની પઢયું હતું. જો કે આ હદીસની રાવીમાં મુહદ્દીસોએ જરહ કર્યું છે (લખ્યું છે) જેથી દલીલ માન્ય કરાવવા માટે આટલું જ બસ અને કાફી છે. રસુલુલ્લાહ (સ.અ.વ.)એ આ દુઆના શબ્દોને ફેરવી (બદલી) બીજા શબ્દોથી આ દુઆને પઢી નથી. જો આપણે આ શબ્દોને બદલી પઢીશું તો શું આપણે રસુલુલ્લાહ (સ.અ.વ.)એ બતાવેલા માર્ગના વિરોધ કરનારાઓ નહી કહેવાશું. આપ (સ.અ.વ.)ની તાબેદારી તો એનું જ નામ છે કે તેમણે જ્યાં જેવી રીતે કર્યુ કે કરવાનું બતાવ્યું છે ત્યાં આપણે પણ તેવી જ રીતે અનુસરવું જોઈએ. મુસીબત (સંકટ)ના સમયમાં પાંચે નમાઝોમાં કુનુત પઢી શકાય છે. (સીહાહ સીત્તા)

## ✪ સફર (પ્રવાસ)માં નમાઝ પઢવા વિષેનું વર્ણન ✪

સફરમાં અમન (સુખ–શાંતિ) હોય તો પણ નમાઝ કસર કરવી (ઓછી કરવી). (સહીહૈન) સફરમાં મગરીબની ત્રણ રકાતો જ પઢવી. (બુખારી) એક દિવસ અને એક રાતની પણ સફર કહેવાય છે (હોય છે). (બુખારી) ત્રણ માઈલ કે નવ માઈલની સફર કરે તો પણ નમાઝ કસર

કરી શકાય છે. (મુસ્લિમ, અબુ દાવુદ) ઘરમાંથી નીકળતાંની સાથે જ (જો વસ્તી (ઘરો) દેખાય તો પણ) કસર શરૂ કરી દેવી. આ જ રીતે કસર પઢવાનું પણ ચાલુ રાખવું જોઈએ. જ્યાં સુધી કે ઘરો દેખાતા હોય, પરંતુ વસ્તીમાં દાખલ થયા હોય નહિં ત્યાં સુધી. (બુખારી) ૧૯ દિવસ સુધી પ્રવાસ સફરની નમાઝમાં કસર કરી શકે છે. (બુખારી) પ્રવાસી (મુસાફર)નું રહેવાનો પાકો બંદોબસ્ત થઈ જાય નહી ત્યાં સુધી નમાઝમાં કસર કરતો રહે. જો કે વરસો (ઘણા વરસ) આવી હાલતમાં પસાર થઈ જાય. (તિરમીઝી) ફરજ નમાઝ પઢવા માટે સવારી પરથી નીચે ઉતરી જવું. (બુખારી) સફરમાં ફરજ નમાઝોની આગળ–પાછળની સુન્નતો પઢી શકે અથવા નહી પઢે તો પણ વાંધો નથી. (બુખારી, મોઅત્તા) નફલ નમાઝો સવારીના ઉપર પઢી શકે છે. કોઈ પણ બાજુનું મોં હોય તો પણ. (બુખારી) વીતર પણ સવારી ઉપર પઢી શકાય છે. (સહીહૈન) સુરજ ઢળે તે પહેલાં જો સફર શરૂ કરે તો ઝોહર (બપોર)ની નમાઝના સાથે ઝોહરની નમાઝ મેળવી પઢી લે અને જો સુરજ ઢળ્યા બાદ સફર શરૂ કરે તો અસરની નમાઝ સાથે ઝોહરની નમાઝ મેળવી પઢી લે. (સહીહૈન) ઈશાં અને મગરીબની નમાઝોને પણ આવી જ રીતે મેળવી પઢવી. એટલે કે જો સૂરજ ગુરૂબ (સૂર્યાસ્ત) થાય તે પહેલાં સફર શરૂ કરે તો આકાશમાંથી લાલાશ અદ્રશ્ય થઈ જાય તે બાદ મગરીબ અને ઈશાંની નમાઝ મેળવી પઢવી અને જો (સૂર્યાસ્ત) સૂરજ ગુરૂબ થાય તે બાદ સફર શરૂ કરો તો પણ મગરીબ અને ઈશાંની નમાઝ મેળવી (પઢવી). (બુખારી, તિરમીઝી વગેરે) જ્યારે સફરમાં મગરીબ અને ઈશાંની નમાઝને પઢે ત્યારે અઝાન અને તકબીર પણ કહી શકે છે. (બુખારી) સફરમાં સવારી ઉપર ફરજ નમાઝ ઉઝર (જરૂરત પડે તેના)ના લીધે પઢી શકે છે. (અહમદ, તિરમીઝી મુનતકા, બઝઝાર, મજમઉલ ઝવાએદ, તબરાની કબીર)

## ✪ જુમ્આની નમાઝ પઢવાનું વર્ણન ✪

જુમ્આની (શુક્રવારના બપોરની) નમાઝ પઢવી ફરજીયાત છે. (બુખારી) જુમ્આની નમાઝ ગામડાં, કસબા તેમજ શહેરવાળા .પર પઢવી ફરજીયાત છે. (બુખારી) વરસાદના જુમ્આની નમાઝોમાં ગેરહાજર રહેવાની છૂટ છે. (બુખારી) જુમ્આના અઝાનનો અવાજ જેના કાનમાં સંભળાય તે બધાએ હાજર થવું જોઈએ. (બુખારી) જુમ્આની નમાઝનો સમય ઝવાલ (સૂરજના ઢળવા બાદ)થી શરૂ થાય છે. (બુખારી) ગરમીના દિવસોમાં જુમ્આની નમાઝ પઢવા માટે દોડતાં દોડતાં જવું જોઈએ નહી. (બુખારી) જો મુસાફર પણ જુમ્આની અઝાન સાંભળે તો તેણે પણ હાજર થવું જોઈએ. (બુખારી) અઝાન બાદ દરેક જાતનું કામકાજ કરવું હરામ છે. (બુખારી) **જુમ્આના દિવસની રીત** :- સર્વ પ્રથમ માથાને ધોવું અને નહાવું જોઈએ. (બુખારી) દાંતણ કરવું જોઈએ. (બુખારી) પોતાની અથવા બીજા કોઈનું પણ દાંતણ લઈ કરવું. (બુખારી) જેવાં મળી શકે તેવા સારાં અને સ્વચ્છ કપડાં પહેરવાં. (બુખારી) માથાં તેલ નાંખવું, ખુશબો (અત્તર વગેરે) જે ઘરમાં હોય તે લગાડવું. (બુખારી) ત્યારબાદ નમાઝ પઢવા માટે જવું. બે માણસો બેઠેલા હોય તો તેમની વચ્ચે ઘુસીને બેસી જવું નહી. કોઈ બેઠેલાને ઉઠાડીને પણ બેસવું નહી. જેટલી મુકદ્દરમાં નમાઝ પઢવાની લખેલી હશે તેટલી પઢવી અને જ્યારે ઈમામ ખુત્બો કહે ત્યારે ચુપચાપ શાંત બેસી રહેવું અને સાંભળવું. કોઈને જરા પણ કહેવું નહી કોઈને "ચૂપ" શબ્દ પણ કહેવો નહી. ઈમામ ખુત્બો કહી રહ્યો હોય ત્યારે આવો તો બે (ટુંકી) રકાત પઢીને બેસી જવું. (બુખારી) જુમ્આની એક જ રકાત હાથમાં આવે તો બીજી રકાત મેળવી પઢી લેવી અને જો તશહહુદમાં હોય ત્યારે આવી બેસી જાય તો ઝોહરની ચાર રકાતો પઢવી. (તિરમીઝી, દારેકુતની) જો છેલ્લી રકાતના રૂકુઅમાં આવી સાથે થઇ જાય તો ફકત બીજી એક જ રકાત પઢવી. (દારેકુતની, હાકેમ) ઈમામ રૂકુઅમાં હોય ત્યારે આવી

રૂકુઅમાં જ સાથે મળી જાય તો તે રકાતે ગણવામાં આવશે. આ રીત (સિદ્ધાંત)ને ઈમામ બયહકીએ પોતાની કિતાબો—કિતાબુલ મઅરેફહ અને કિતાબુલ કીરાત ખેલફલ ઈમામમાં ઘણી જ સારી રીતે સમજાવીને ચોખવટ કરી છે અને સાબીત કરી છે. ઉપરાંત આ રીતને અબૂબક્ર (રઝી.) વગેરે સહાબા કીરામોથી નકલ કરી છે. મુન્તકાવાળાઓએ પણ આ રીતે માન્ય કરી અપનાવી લીધી છે. ઈમામ બયહકીએ પણ ઈમામ શાફિઈથી જ આ રીતની નકલ કરી છે. જો રકાતમાં સુરહ ફાતેહા પઢવાનું રહી જાય તો તે રકાતને બેવડાવી લેવી એવી માન્યતા ધરાવનારાઓથી પણ આ રીતને સાબીત (માન્ય) કરે છે. જુઝઉલ કીરાઅતમાં બે માણસોથી આ જ પ્રકારે નકલ કર્યું છે. (અબુ દાવુદ વગેરેમાંથી પણ મરકુઅન આવ્યું છે કે જ્યારે તમે નમાઝ પઢવા માટે આવો અને અમે (ઈમામ તેમજ મુકતદીઓ) સીજદામાં હોઈએ તો તમારે પણ સીજદો કરી લેવો (કરવો) પરંતુ તેને પુરી રકાત ગણવી નહીં અને જે માણસ રકાત એટલે કે રૂકુઅમાં આવી સાથે મળી ગયો તો તેની રકાત થઈ ગઈ. **ચેતવણી** :– એમ આખી રકાત ગણવાનો અર્થ રૂકુઅમાં આવવાથી જ કર્યો છે. કારણ કે સીજદાના મુકાબલામાં (સામે) "રકાત"નો શબ્દ આવે તો તે જગ્યાનો અર્થ રૂકુઅનો જ થાય છે. બુખારી મુસ્લિમની કુનુત અને કુસુરૂની હદીસો જુઓ. ઈમામ શવકાનીએ પોતાની કિતાબ નયલુલ અવતારમાં રૂકુઅમાં હોય ત્યારે તેમના સાથે મળી જવાથી રકાત પૂરી થતી નથી. આ સિદ્ધાંતને ઘણી જ સારી અને સચોટ રીતે પુરવાર કર્યો હતો, પરંતુ ત્યાર બાદ પોતે જ પોતાની કિતાબ ફતહુલ રબ્બાની ફલ ફતાવશ શવકાનીમાં આ સિદ્ધાંતને ખોટો ઠેરવ્યો છે અને ઘણી જ સચોટ રીતે જોર–શોરથી સાબીત કર્યું કે રૂકુઅમાં આવી સાથે થઈ જાય તો તે રકાત પુરી થઈ ગઈ ગણાય અને લખ્યું છે કે રૂકુઅની હદીસો જ સાચી, માનવા યોગ્ય અને ખાસ છેલા સલાત (રકાત નથી થતી)ની હદીસો માનવા લાયક નથી આમ (સામાન્ય) છે. આ સિદ્ધાંતને મજબુત પકડો અને

જો આ વિષે તમને જે કાંઈ શંકા–આશંકાઓ હોય, તમારા વિચારો ડામાડોળ તેમજ ગેરસમજ હોય તે બધું કાઢી નાંખો. તલખીસુલ હબીરનું અવલોકન કરવાથી પણ જાહેર રીતે જાણી શકાય છે કે ઈમામુલ અઈમ્મહ ઈબ્ને ખુઝયમહનો પણ આ જ રવીયો (સિદ્ધાંત) હતો. હાફેઝ ઈબ્ને હજરે ફતહુલ બારીમાં ઘણી જગ્યાઓ ઉપર આ સિદ્ધાંતને સાબીત કરી સ્વીકાર્યો છે તેમજ તેમની કિતાબ તલખીસમાં પણ ઈબ્ને ખુઝયમહથી આ સિદ્ધાંતને સાબીત કર્યો છે અને એના વિરૂદ્ધ નકલ કરવાવાળાઓ ઉપર મોટો આરોપ મુકયો છે. એહલે હદીસોએ પણ આ મસ્અલામાં ખોટો ઝઘડો ઉભો કર્યો છે. ખુદા જ તૌફીક (સદ્‌બુદ્ધિ) બખ્શે. ઈન્સાફ કરી કોઈ પણ નાની તેમજ અર્ધી સાચી અને અર્ધી જૂઠી માનવા લાયક હદીસ નબી (સ.અ.વ.)થી પુરવાર કરી બતાવી આપો કે રૂકુઅમાં આવી મળી જવાથી નમાઝ (રકાત) થતી નથી. ફકત આ રીતમાં જ ઓમુમથી કામ ચાલી શકશે નહીં. સાધારણ રીતે આવી હદીસ માની શકાય નહિં. આમ (સામાન્ય) હદીસ કરતાં ખાસ (ઉચ્ચ) હદીસને જ અપનાવી શકાય. આ સિદ્ધાંત માટે પણ ખાસ દલીલ છે. હઠધર્મીથી કામ લઈ શકાશે નહીં. એહલે હદીસોનો તો શેવોહ (નુકાર્ય) એ જ છે કે જ્યાં હદીસ મળે ત્યાં તેના ઉપર અમલ (કાર્ય) કરે. હદીસોને છોડી દેવાથી હદીસના માનનારાઓ કેવી રીતે કહેવાશે ? અમને લોકોની ચિંતા નથી, પરંતુ ચિંતા તો છે આલિમો (વિદ્વાનો)ની, જેઓ જાણે છે છતાં પણ જાણી જોઈને લોકોને પસંદગીને અનુરૂપ માર્ગ ધારણ કરે છે. (ઈન્નાલિલ્લાહ)

જુમ્આની નમાઝ બાદ ૨ રકાત પઢવી. (બુખારી) ચાર પણ પઢી શકે છે. (મુસ્લિમ) મસ્જીદમાં પઢે તો ચાર રકાત અને ઘરે પઢે તો ૨ રકાત પઢવી. (બુખારી) રસુલુલ્લાહ (સ.અ.વ.)ના તેમજ હઝરત અબુબકર સિદીક અને હઝરત ઉમર ફારૂકના સમયમાં જુમ્આની એક જ અઝાન થતી હતી. જ્યારે ઈમામ મીમ્બર પર ચઢતો ત્યારે એક જ મુઅઝઝીન અઝાન આપતો હતો.

(બુખારી) હઝરત ઉસ્માનગનીએ બીજી અઝાન ઝવરાઅ નામના સ્થળ પર અપાવી હતી. (આ સ્થળ બજારમાં હતું. ત્યાં લોકોના વધારા થવાના કારણે) કારણ કે ત્યાં ઘણા મોટા પ્રમાણમાં લોકો આવતા હતાં. (બુખારી) આ હદીસથી જાણી શકાય છે કે જો જુમ્આની બીજી અઝાન આપવી હોય તો મસ્જીદથી બીજા કોઈ સ્થળે જઈ આપવું. મસ્જીદમાં જુમ્આની બે અઝાન આપી શકાય જ નહીં. હિશ્શામ બીન અબ્દુલ મલેક બીન મરવાને આ બીજી અઝાનને મસ્જીદમાં જ આપવાનું શરૂ કર્યું હતું જે હઝરત ઉસ્માનગનીના સમયમાં મસ્જીદના બહાર અપાતી હતી. (મુદખલ, ઈબ્નુલ હાજ) જ્યારે ઈમામ મસ્જીદમાં દાખલ થાય ત્યારે અંદરવાળા (મુસલ્લીઓ) માટે સલામ કરે. (તબરાની—ઔસત, ઈબ્ને માજા, ઈબ્ને અદી) અઝાનને સમયે ઈમામે મીમ્બર ઉપર બેસવું જોઈએ. (બુખારી) અઝાનનો જવાબ ઈમામે પણ આપવો જોઈએ. (બુખારી) ખુત્બો (પઢવા) આપવા માટે ઈમામે લોકોના તરફ મોં રાખીને ઉભા રહેવું જોઈએ. (બુખારી) ઈમામે બંને ખુત્બાઓની વચ્ચે જલસો કરવો (બેસવું) જોઈએ. (બુખારી) ઈમામ ખુત્બો આપતો હોય ત્યારે કોઈને આવતા જુએ તો તેને બે રકાતો પઢવાનો હુકમ આપવો જોઈએ. (બુખારી) કય લુલહ (બપોરે સુવુ—આરામ કરવો) જુમ્આની નમાઝ બાદ કરવું. (બુખારી) બપોરનું જમવાનું પણ નમાઝ બાદ ખાવું. (બુખારી) જુમ્આની નમાઝ પઢવા માટે સ્ત્રીઓ અને બાળકોએ આવવું ફરજીયાત નથી. (બુખારી)

## ✪ બંને ઈદોની નમાઝ પઢવાનું વર્ણન ✪

બંને ઈદોની નમાઝ મેદાનમાં મીમ્બર વગર પઢવું. (સહીહૈન) વરસાદ હોય તો મસ્જીદમાં પઢવું. (અબુ દાવુદ) નમાઝ માટે સવારી ઉપર તેમજ (પગપાળ) ચાલતાં જઈ શકાય છે. (બુખારી) ખુત્બો પઢવાનો સમય નમાઝ પઢી રહ્યા પછીનો છે. (બુખારી) દુશ્મનનો ડર હોય તો સાથે હથિયાર લઈ જઈ શકાય છે. (બુખારી) ઈમામની આગળ

તીર, ભાલો વગેરે (સુન્નહ માટે) ખોસવું જોઈએ. (બુખારી) ખુત્બો આપવા માટે ઈમામે લોકોના તરફ મોં રાખી ઉભા રહેવું જોઈએ. (બુખારી) ઈદુલ ફિત્ર (રમઝાન ઈદ)ની નમાઝ માટે ખાવા વગર નીકળવું. (બુખારી) ઈદુલઝોહા (બકરી ઈદ)ની નમાઝ પહેલાં ખાય શકે છે. (બુખારી) બંને ઈદના દિવસે નમાઝ માટે જુદા જુદા રસ્તા પરથી આવવું અને જવું. (બુખારી) જો ઈદની નમાઝ પઢવાની જતી રહે તો તેણે ફકત બે જ રકાતો પઢવી. આજ રકાતો પઢવી, આજ રીતે સ્ત્રીઓએ ઘરવાળાઓએ અને વસ્તીવાળાઓએ પણ કરવું. (બુખારી) ગામડા તેમજ કસબાવાળાઓએ પણ શહેરવાળાઓની રીતે તકબીરોની સાથે નમાઝ અદા કરવું. (બુખારી) ઈદની નમાઝ પહેલાં અને પાછળ કોઈ પણ પ્રકારની નમાઝ પઢી શકાય નહી. (બુખારી) સ્ત્રીઓએ પણ ઈદગાહમાં હાજર થવું જોઈએ. જો તેઓ હૈઝવાળી હોય, કુંવારી કે પડદાનશીન હોય બધાએ જ પરંહુ હૈઝવાળીએ નમાઝના જગ્યાથી દૂર રહેવું જોઈએ, પરંતુ દુઆમાં શામેલ (સાથે મળવું) થવું જોઈએ. (બુખારી) ઝીલહજના (બકરી ઈદથી પહેલાના) દસ દિવસો સુધી નફલ નમાઝોની પાછળ તેમજ બજારમાં પણ તકબીરો પુકારવી. (બુખારી) મીનાના દીવસોમાં પુરૂષો અને સ્ત્રીઓ બધાએ જ બેસતાં–ઉઠતાં, ચાલતાં–ફરતાં તેમજ પથારી ઉપર તેમજ ઘરમાં બધી જગ્યાઓ ઉપર નમાઝની પાછળ ઉંચા અવાજે તકબીરો પુકારવી (પઢવી). (બુખારી)

**બંને ઈદોની નમાઝ માટે જવાની રીત :–** સૌ પ્રથમ નહાવું. (અહમદ, ઈબ્ને માજા, બઝઝાર, બગવી, ઈબ્ને કાનેઅ, નયલ, મજમઉલ ઝવાએદ) જેવાં મળી શકે તેવાં સારા અને સ્વચ્છ કપડાં પહરેવાં. (બુખારી) ઉંચા અવાજ સાથે તકબીર પુકારતાં પુકારતાં સુર્યોદય (તુલુએ આફતાબ) બાદ અથવા તેના સાથે જ ઈદગાહ તરફ જવું જોઈએ.

(મુસનદ, શાફેઈ, બયહકી, હાકેમ, નયલ વગેરે) નમાઝને અઝાન અને તકબીર પઢવા વગર શરૂ કરવું જોઈએ. (સહીહૈન) પહેલી રકાતમાં કીરાઅત (કુર્આનમાંથી) પઢવા આગળ સાત તકબીરો અને બીજી રકાતમાં ઉભા થઈને કીરાઅત પઢવા આગળ પાંચ તકબીરો પઢવી જોઈએ. નમાઝની તકબીરોથી જુદી પઢવી. (સુનને અરબઅઅ, મુનતકા, ઈબ્નુલ જારૂદ, દારેકુતની) સલામ ફેરવી રહ્યા બાદ લોકોએ પોતાની સફો (જગ્યા) પર બેસી રહેવું અને ઈમામે તેમની સામે ઉભા રહી ખુત્બો સંભળાવવો. (સહીહૈન) અર્થાત ઈમામે સલામ ફેરવી પોતાના મુસલ્લા પર ઉભા થઈ જવું. (ઈબ્ને હિબ્બાન, ફતહુલ બારી) લોકોએ પોતાની નમાઝની જગ્યા પર બેસી રહેવું અને ઈમામે લોકોના તરફ મોં કરી પોતાની જગ્યા ઉપર ઉભો રહે. (મુસ્લિમ) ઈમામને જોઈએ કે સ્ત્રીઓના નજીક જઈ તેમને પણ ખુત્બો સાંભળવાની તક આપે. (સદકાની રગબત અર્પે) (સહીહૈન) ઈદની નમાઝમાં વુઝૂ તુટી જાય તો પાણી શોધી, વુઝૂ કરવું, તયમ્મુમ કરવું નહીં. (બુખારી)

## ✪ જનાઝાની નમાઝ પઢવાનું વર્ણન ✪

સ્ત્રીઓના બાલના ત્રણ ચોટલા વાળી પાછળ (કેડ પર) નાખી દેવા. (બુખારી) કફનને આગળથી તૈયાર કરી રાખવું પણ જાઈઝ છે. (બુખારી) મૈયતને ઉતાવળ કરીને રૂખસત (વિદા) કરવું જોઈએ. (બુખારી) જનાઝાની આગળ–પાછળ અથવા જમણી–ડાબી બાજુ પણ ચાલી શકાય છે. (બુખારી) નમાઝ માટે બે અથવા ત્રણ સફ બનાવી શકે. (બુખારી) નમાઝમાં પુરૂષોની સાથે બાળકોએ પણ ઉભા રહેવું. (બુખારી) મસ્જીદોમાં પણ જનાઝાની નમાઝ પઢી શકાય છે. (સહીહૈન) જનાઝાની નમાઝમાં રૂકુઅ તેમજ સીજદાઓ કરવાના નથી તેમજ વાતચીત પણ કરી શકાય નહી. આ નમાઝમાં ફકત તકબીરો અને સલામ પઢવાનું જ

છે. (બુખારી) વુઝૂ કરીને જ નમાઝ પઢવી સૂર્યોદય અને સૂર્યાસ્તના સમયે પઢવી નહી. (બુખારી) ઈમામત કરાવવા માટે એવા માણસને પસંદ કરવો જોઈએ જે પાંચે સમયની નમાઝ પઢતો હોય. (બુખારી) જનાઝાની નમાઝમાં વુઝૂ તુટી જાય તો પાણીથી (શોધી) જ વુઝૂ કરવું. તયમ્મુમ કરવું નહી. (બુખારી) જનાઝાની નમાઝ માટે જાવ અને લોકો નમાઝ પઢતા હોય તો તકબીર કહી તેમના સાથે થઈ જવું. (બુખારી) જનાઝાની નમાઝમાં ચાર તકબીરો પઢવી. (બુખારી) ચારથી વધુ પાંચ–છ પણ પઢી શકાય. (સીહાહ સીત્તા) પહેલી તકબીર નમાઝ શરૂ કરવાની તકબીર કહેવાય છે. (બુખારી) અર્થાત ઈસ્તીફતાહની તકબીર પઢી જે રીત બીજી નમાઝોની પઢવાની છે. દા. ત. થોડી વાર ચૂપ રહી ઈસ્તીફતાહની દુઆ પઢવું તેવી જ રીતે આ તકબીર બાદ, પણ પઢવું. આ રીતને ઈબ્નુલ કય્યુમ વગેરેએ સાચી કહી છે અને માન્ય કરી છે અને હદીસોથી પણ રીત ચોખ્ખી રીતે પુરવાર થાય છે. ત્યારબાદ સુરહ ફાતેહા અને કુર્આનમાંથી કોઈ પણ સુરહ જોરથી (ઉંચા અવાજે) પઢવું. (બુખારી, નિસાઈ, મુનતકા, ઈબ્નુલ જારૂદ) ફકત પહેલી તકબીર બાદ જ સુરહ ફાતેહા અને કીરાઅત પઢવી જોઈએ. બીજી તકબીરોમાં પઢવું નહિ. (મુસનદ, શાફેઈ, અબ્દુર્રઝાક, નિસાઈ) પછી બીજી તકબીર કહીને દુરૂદ પઢવું. (તબરાની ઔસત, નિસાઈ) ફરી ત્રીજી તકબીર કહી મૈયતના માટે દુઆ કરવી. (તબરાની, ઔસત, નિસાઈ) ત્યાર બાદ ચોથી તકબીર કહી સલામ ફેરવી નાખવું. (બુખારી) જનાઝાની નમાઝમાં પઢવાની જુદી જુદી ઘણી દુઆઓ આવી છે. જેમાંથી બે અહીંયા લખવામાં આવી છે. (૧) **"અલ્લાહુમ્મગ ફીર લહુ વર હમહુ વઆફેહી વાઅફો અનહુ વ અક્રીમ નોઝો લહૂ વ વસ્સે અ મુદ ખલહુ વગસીલહો બીલ માએ વસ્સલજે વલ બ રદે વ નક કેહો મીનલ ખતાયા કમા નક કય તસ સવ બલ અબ યઝ મીનદ દ નસે વ અબદીલ હો દારન ખયરમ મીન દારેહી વઅહલન ખયરન મીન અહલેહી વ ઝવ જન ખયરન**

**મીન ઝવ જહી વ અદખીલ હુલ જન્નત વ અઇઝહો મીન અઝાબીલ કબરે વ મીન અઝાબીન્નાર."** (મુસ્લિમ) (૨) **"અલ્લાહુમ્મ મગફીર લે હય્યેના વ મય્યેતેના વશાહેદેના વગાએબેના વ સગીરેના વ કબીરેના વ ઝકરેના વ ઉનશાના અલ્લાહુમ્મ મન અહયયતહુ મીન્ના ફઅહયેહી અલલ ઇસ્લામ વમન તવફફય તહુ મીન્ના ફ ત વફફહુ અલલ ઇમાને અલ્લાહુમ્મ લા તહરીમના અજ રહુ વલા તફતીન્ના બઅદહુ."** (અહમદ, સુનને અરબઅઅ) જેટલી દુઆઓ પઢવી હોય પઢી શકે છે. દરેક તકબીરોમાં રફઅયદેન પણ કરવું. (બુખારી) સ્ત્રી અને પુરૂષ બંને માટે ઈમામે વચમાં ઉભા રહેવું જોઈએ. (બુખારી) પુરૂષની નમાઝ માટે ઈમામે તેના માથાની સામે અને સ્ત્રીના માટે વચમાં ઉભા રહેવું. (અહમદ, અબુ દાવુદ, તિરમીઝી, ઈબ્ને માજા) જનાઝાની નમાઝ નહી પઢાય હોય તો મૈયતને દફનાવી કબર ઉપર નમાઝ પઢી શકે છે. (બુખારી) રાતના પણ દફનાવી શકાય છે. (બુખારી) બે–બે, ત્રણ–ત્રણ મૈયતોને પણ એક જ કબરમાં દફનાવી શકાય છે. (બુખારી) જે વધુ પઢેલો હોય તેને કીબલા તરફ આગળ (પહેલાં) દફનાવવો જોઈએ. (બુખારી) મુરદા (મરેલી વ્યકિત)ને કબરમાંથી જરૂર પડે તો કાઢી શકાય છે. (બુખારી) કબરમાં ઘાસ, ખસ વગેરે (જરૂર પડે તો) રાખી શકાય છે. (બુખારી) મૈયતને હાથ લગાડવાથી કે તેને ઉંચકવાથી વુઝૂ કરવાની જરૂરત પડતી (વુઝૂ તુટતું) નથી. મોમીન નાપાક હોતો નથી. (બુખારી) મૈયતને ચુંબન કરી શકાય છે. (સીહાહ સીત્તા) ગાએબાના જનાઝાની નમાઝ (બીજા સ્થળે મૃત્યુ પામેલી વ્યકિત જેનું મૈયત સામે હોય નહી તેની નમાઝ) પણ પઢી શકાય છે. (સીહાહ સીત્તા) જનાઝાની નમાઝ પઢવા આવનારાઓને નમાઝ બાદ તેના વાલીઓએ આવવાની કે જવાની રજા આપવાની જરૂર નથી. જેની મરજી આવે તે જનાઝાની સાથે પોતાના સવાબ (પુણ્ય)નો ભાગ કીરાઅતથી લઈ ચાલ્યો જાય. અથવા એક જ કીરાઅત સવાબ લઈ ઘરે ચાલ્યો જા. ઘરવાળાઓની રજા લેવાની જરૂર નથી. પોતે સ્વતંત્ર છે. એક કીરાઅતનો

સવાબ એક પહાડ બરાબર હોય છે. (બુખારી) દરેક મરેલાં (બાળકો) માટેની પણ નમાઝ પઢવી જોઈએ. ભલે તેની માં વેશ્યા હોય, પરંતુ તે ઈસ્લામના આધારે જન્મેલો હોવો જોઈએ. કયાં તો તેના માતા–પિતા બંને ઈસ્લામના માનનારાઓ હોય, અથવા બાપ ઈસ્લામનો માનનારો અને માં બીજા ધર્મની હોય. જો તે બાળકના રડવાનો અવાંજ સાંભળવામાં આવે તો તેના માટે નમાઝ પઢવામાં આવશે અને જો તેનો રડવાનો અવાજ સાંભળવામાં નહીં આવે તો તેના માટે નમાઝ પઢવી નહીં. કારણ કે તે અધૂરો જન્મેલો (કસુવાવડી) છે. (બુખારી, તિરમીઝી) સ્ત્રી પોતાના પતિને અને પુરૂષ પોતાની પત્નીને નવડાવી શકે છે. (અહમદ, અબુ દાવુદ, ઈબ્ને માજા) જનાઝાને ચારે ખુણા (બાજુ)માંથી એક એક વાર ઉઠાવવું (ઉંચકવું) અને પછી મસ્જીદમાં આવે તો ઉંચકવું નહીં. (ઇબ્ને માજા) જે માણસે જનાઝાને ત્રણ વાર ઉંચકયો તેણે પોતાનો હક અદા કરી દીધો. (તિરમીઝી)

**ચેતવણી** :– જનાઝાને ઉંચકતા સમયે લાઈલાહ ઈલ્લલ્લાહ કે બીજી કોઈ દુઆ પઢવાનું રસુલુલ્લાહ (સ.અ.વ.)થી સહાબા કે તાબેઈનથી ચારે ઈમામોથી તેમજ ખુલફાએ રાશેદીનથી પણ સાબિત નથી. કબરને ઉંડી અને પહોળી બનાવવી. (અહમદ, અબુ દાવુદ) કબરને પેટી (સંદુક જેવી)ની જેવી કે બગલીના જેવી બનાવી શકાય છે. (બુખારી) પેટી જેવી કબર બનાવી એટલે કે કબરને સળંગ સીધે ઉંડી ખોદી બણગા (લાકડા વગેરે) રાખવા માટે પેટીના જેવી ઠેસી રાખી ખોદવી અને બગલી જેવી કબર બનાવવી એટલે કે કબરને સળંગ સીધે ઉંડી ખોદી મૈયતને કીબલાની તરફ કબરમાં સુવડાવવાની જગ્યા બનાવી ખોદવી તેમાં ઠેસી રાખવી નહિ. (બુખારી) મૈયતને કબરના પાછળ ના ભાગ (પાયતી) તરફથી ઉતારવું. (અબુ દાવુદ) ચાર માણસોએ સાથે મળીને ઉતારવું. (અબુ દાવુદ) **ઉતારતા સમયે પઢવાની દુઆ :–** **''બીસ્મીલ્લાહે વ અલા મીલ્લતે રસુલીલ્લાહ''** અથવા મીલ્લતે

**"રસુલીલ્લાહ"**ની જગ્યા પર **"સુન્નતે રસુલીલ્લાહા"** પઢવું. (અહમદ, અબુ દાવુદ, તિરમીઝી, ઈબ્ને માજા) અથવા આ દુઆ પઢવી :– **"મીનહા ખલકનાકુમ વ ફીહા નોઈી દોકુમ વ મીનહા નુખરે જોકુમ તારતન ઉખરા બીસ્મીલ્લાહે વ ફી સબીલીલ્લાહે વ અલા મીલ્લતે રસુલીલ્લાહે."** (હાકેમ વગેરે) **ચેતવણી** : જે લોકો કબરને ઢાંકતી સમયે પહેલા ખોબે માટી નાખતાં **મીનહા ખલકના કુમ,** બીજા ખોબે **વ ફીહા નોઈદો કુમ** અને ત્રીજા ખોબે **મીનહા નુરખે જોકુમ** પઢે છે તે તદ્દન ખોટું છે. રસુલુલ્લાહથી સાબીત નથી. એ તો ફકત મઝહબીઓએ જ બનાવી કાઢેલું છે. કબરને એક વેંતથી વધારે ઉંચી બનાવવી જોઈએ નહિ. (મુસ્લિમ વગેરે) કબરના માથા તરફ ત્રણ ખોબા માટી લઈ માથા નીચે મુકવું જોઈએ. (ઈબ્ને માજા, અબુ દાવુદ) કબરને ઊંટના કોહાન (ઢેકા)ની જેવા બનાવી ઢાંકવી. (બુખારી) ત્યારબાદ તેના ઉપર માથા તરફ જમણી બાજુથી પાણી છાંટવું જોઈએ. (બયહકી, નયલ વગેરે) કબરની નિશાની માટે પથ્થર રાખી શકાય. (ઈબ્ને માજા) કબરને પાકી કરવી જોઈએ નહિ તેમજ તેના ઉપર ચૂનો ધોળવો (દેવો) અને કાંઈપણ લખવું નહિ. (નિસાઈ, તિરમીઝી વગેરે) કબરના આગલા (માથા) અને પાછલા (પગ) ભાગ તરફ ખજૂર વગેરેના ઝાડની ડાળી ખોસી શકાય. (બુખારી) દફન કરી રહ્યા બાદ ઘણી વાર સુધી સુબ્હાનલ્લાહ અને અલ્લાહો અકબર પઢવું. (અહમદ) કીબલાના તરફ ઉભા રહી દુઆ માંગવી. (તબરાની, તલખીસુલ હબીર) મૈયતના માટે મગફેરત (બખ્શવાની) દુઆ માંગે અને મુનકીર તેમજ નકીરના પ્રશ્નો પર અચળ અને અટલ રહેવાની ખુદાથી દુઆ માંગે. (અબુ દાવુદ) તેના માટે આ દુઆ પઢવી :– **"અલ્લાહુમ્મ સબ્બીતહા અલા સુઆલીલ મુનકરે વન્નકીર"** અર્થાત એ પરવરદીગાર ! આ મૈયતને મુનકીર અને નકીરના પ્રશ્નોના જવાબ સારી રીતે અપાવજે. **ચેતવણી** : કબર ઉપર તલકીન કરવું નબી સાહેબથી સાબિત નથી તેમજ કોઈપણ સહીહ હદીસમાં નથી. એ તો લોકોએ ઉપજાવી કાઢેલું

છે. મૈયતના ઘરવાળાઓને રાંધીને ખવડાવવું. (અહમદ, અબુ દાવુદ, તિરમીઝી, ઈબ્ને માજા) દફનાવી રહ્યા બાદ મૈયતવાળા ઘરે ભેગા થવું અને તેમના ઘરમાંથી ખાવાનું રાંધી બીજાઓને ખવડાવવું પણ નાજાઈઝ છે. (નુહામા રડવા જવાની ક્રિયા દાખલ થાય છે) (અહમદ, અબુ દાવુદ)

## ✪ રોઝો (ઉપવાસ) રાખવાનું વર્ણન ✪

ચાંદ જોઈને જ રોઝા રાખવાની શરૂઆત કરવી અને ચાંદ જોઈને જ રાખવાના બંધ કરવા. જો આકાશમાં અબ્ર (વાદળાં ઘેરાયેલા) હોય તો શાબાન મહિનાના ત્રીસ દિવસો પુરા ગણી રમઝાનના રોઝા રાખવાનું શરૂ કરવું. (સહીહૈન) એક શહેર (સ્થળ)ના લોકોએ જો ચાંદ જોયો હોય તો તેનું જોવું બીજા શહેરવાળાઓ માટે ઉપયોગકર્તા થઈ પડશે નહી. (મુસ્લિમ, તિરમીઝી) શંકાનો રોઝો રાખી શકાય નહી. (બુખારી) સૂર્યાસ્ત (સૂરજના ગુરૂબ)થી લઈને સૂર્યોદય (સુબ્હ સાદીક) સુધી ખાવું પીવું અને પત્ની સાથે સંભોગ પણ કરી શકાય છે. (કુર્આન મજીદ) સેહરી (રોઝા રાખવા માટે ખાવું) એવા સમયે ખાવું જોઈએ કે સેહરી અને અઝાન વચ્ચેના સમયમાં કુર્આનની પચાસ આયતો પઢી શકાય. (બુખારી) નાપાકીની અવસ્થામાં સુબ્હ સાદીક થઈ જાય તો પણ વાંધો નથી. નહાઈને રોઝો રાખી લેવું. (બુખારી) જો કામુકતાના જુસ્સાથી તે જ સમયે ઈનઝાલ (વીર્ય નીકળી પડે) થઈ જાય તો પણ રોઝો તુટશે નહીં. તેને પૂરો કરવો. (બુખારી) રોઝાની હાલતમાં નહાવું, માથા ઉપર પાણી રેડવું, કપડું ભીંજાવી માથા ઉપર મુકવું, કોગળા કરવું, પાણીના વાસણ (ટબ)માં બેસવું, લીલી કે સૂકી દાંતણ કરવી, સુરમો લગાડવું, શાક વગેરે સ્વાદ ચાખવો તેમજ માથામાં તેલ નાંખવું વગેરે બધું જ કરી શકાય છે. (બુખારી) પત્નીના શરીર સાથે મેળવી (વળગી) સુઈ શકાય છે, પરંતુ ઈન્દ્રીયને યોનિમાં દાખલ કરી શકાય નહીં (હરામ છે.) (બુખારી) નાકમાં દવા નાંખી શકાય છે, પરંતુ ગળા સુધી દવાને ઉતારવું જોઈએ નહીં. (બુખારી) કોગળા કરી રહ્યા બાદ

થુંકને ગળી શકાય છે. કોઈ જાતનો વાંધો નથી. (બુખારી) જો કોઈ માણસ માંદો નહી હોય અથવા કોઈપણ કારણ વગર રોઝો તોડયો હોય તો તેની જગ્યા પર બીજો રોઝો રાખી લેવો. (બુખારી) ઉલટી (વોમીટ) થવાથી તેમજ લોહી નીકળવાથી રોઝો તુટતો નથી. (બુખારી) અને જેના માટે ના પાડી છે અને રોઝો તૂટી જાય છે તેનું કારણ ફકત અશકિતનું છે. (બુખારી) સફરમાં રોઝા રાખવા જોઈએ નહીં. રાખે તો પણ ચાલશે. (બુખારી) રમઝાનમાં સફર પણ કરી શકાય છે. (બુખારી) રમઝાનના રોઝા નહીં રખાયા હોય તો તેની કઝા (પાછા રાખવા) જેટલા નહીં રખાયા હોય તેટલાં એક એક જુદા રાખી શકાય છે. (બુખારી) જો કઝા કરી શક્યો હોય નહી અને બીજી રમઝાન આવી જાય તો તેના બાદ રોઝા કઝા (ફરી રાખી) કરી લેવા. તેનો ફીદયો (બદલો) આપવાની જરૂર નથી. (બુખારી) હેઝવાળી સ્ત્રીઓએ નમાઝ અને રોઝા બંને છોડી દેવા. તેનાથી નમાઝની કઝા ન કરી શકાય, પરંતુ રોઝાની કઝા કરે. (બુખારી) અર્થાત જે નમાઝો નહી પઢાય હોય તેને ફરી પઢવું નહી, પરંતુ જેટલા રોઝાઓ નહી રાખ્યા હોય તેને ફરી રાખી લેવા. જો માણસ મરી જાય અને તેના રોઝા રાખવાના બાકી રહી ગયા હોય તો તેના બદલામાં તેના તરફથી (માટે) એક દિવસમાં ત્રીસ માણસો રોઝા રાખી શકે છે. ત્રીસ માણસને ખવડાવી શકે છે. (બુખારી) પાણી વગેરે જે કાંઈ મળે તેના વડે રોઝાની ઈફતાર (ને છોડી) કરી શકાય છે. (બુખારી) નાના બાળકો પાસે પણ રોઝો રખાવી શકાય છે. (બુખારી) ફકત જુમ્આનો જ રોઝો રાખવો નહિ. (બુખારી) ઇદુલ ઝોહા અને ઈદુલ ફિત્ર તેમજ અરફાના દિવસે રોઝો રાખવો નહીં. (બુખારી) હમલવાળી (સુવાવડી, દૂધ પીવડાવવાવાળી) સ્ત્રીમાં જો રોઝા રાખવાની તાકાત નહીં હોય, અશક્ત હોય અથવા તેના બાળકનો ભય કે ચિંતા હોય તો તે રોઝો તોડી અથવા નહીં રાખી શકે છે. તેના બદલે બીજા દિવસોમાં કઝા કરી લેવા આવી જ રીતે ઘરડા પુરૂષ, ઘરડી સ્ત્રીઓએ જો તેમનામાં રોઝા રાખવાની તાકાત નહીં હોય તો તેમણે દરેક રોઝાના બદલામાં એક એક

મીસકીન (ગરીબને) ખવડાવી દેવું. (બુખારી, કીતાબુલ તફસીર) ભુલચુકથી ખવાઈ જવાથી રોઝો તુટતો નથી. (બુખારી) રોઝામાં જુઠું બોલવું નહીં તેમજ જુઠી વાતો પર અમલ કરવું નહિ. (બુખારી) મોં (જીભ) વડે ફહશ કલામો (બીભત્સ અને ગંદા શબ્દો) ઉચ્ચારવા નહિં. જો કોઈ ઝઘડો કરે અથવા ગાળો આપે તો તેમને કહો કે હું રોઝાદાર છું. (બુખારી) ગીબત (કોઈની બુરાઈ કે ચાડી) કરવી નહિં. (તબરાની ઔસત, અહમદ, તરગીબ) રમઝાનના રોઝા પુરા થઈ જાય તો શવ્વાલની શરૂઆતના છ દિવસોના રોઝા રાખવા. (સીહાહ સીત્તા)

## ✪ સદકા અને ફીતરા આપવાનું વર્ણન (દાન-દક્ષિણા) ✪

સદકો અને ફીતરા આપવાનું ફરજીયાત છે. (બુખારી) સદકા અને ફીતરા દરેક વ્યકિતએ તેમજ ગુલામોએ પણ આપવું જોઈએ. (બુખારી) સદકા અને ફીતરા ઈદની નમાઝ પહેલાં આપવું જોઈએ. (બુખારી) આઝાદ (સ્વતંત્ર) અને ગુલામ બધાએ જ સદકા આપવું જોઈએ. (બુખારી) સદકા અને ફીતરા નાના-મોટા અને યતીમ (માં-બાપ વગરના) તેમજ ગાંડાઓ વગેરે બધા માટે (તરફથી) આપવા. (બુખારી) ઈદના એક-બે દિવસ પહેલાં જે સ્થળો પર ફીતરો જમા કરવામાં આવતો હોય ત્યાં પણ આપી શકાય છે. (બુખારી) સદકા-ફીતરા માટે જુવાર પણ એક શાઅ એટલે પાંચ શેર અને તેર થી સાડા તેર તોલા આપવું. (ઝવજકી, ફતહુલ બારી) સારા ઘઉં હોય તો તે અર્ધો શાઅ પણ આપી શકાય છે. (અબુ દાવુદ વગેરે) સદકા-ફીતરા માટે દરાખ (દ્રાક્ષ) પનીર, ખજૂર વગેરે પણ શાઅ જેટલું આપવું જોઈએ. (સીહાહ સીત્તા) સતુ તેમજ લોટ પણ આપી શકાય છે. (ઈબ્ને ખોઝાયમહ, નિસાઈ, નયલ વગેરે) લોકોનો જે ખોરાક હોય તે સદકા-ફીતરામાં આપવું જોઈએ. (ઈબ્નુલ કય્યીમે અઅઆમુલ મોઅકેઈનમાં લખ્યું છે.)

## ✪ એઅતેકાફ માટે બેસવાનું વર્ણન ✪

રમઝાનના છેલ્લા દસ દિવસો માટે એઅતેકાફમાં બેસવું. (બુખારી) દરેક મસ્જીદમાં એઅતેકાફ માટે બેસી શકાય છે. (બુખારી) એઅતેકાફવાળાને હેઝવાળી પત્ની કાંસકી કરી શકે છે. (બુખારી) વગર જરૂરતે (જરૂર નહીં હોય તો) મસ્જીદમાંથી ઘરે જવું નહી. (બુખારી) જરૂર પડે તો જ મસ્જીદના દરવાજામાં ઉભા રહેવું. (બુખારી વગેરે) સ્ત્રીઓ પણ એઅતેકાફમાં બેસી (કરી) શકે છે. (બુખારી) મુસ્તુહાઝા (ભરંદર) વાળી સ્ત્રી પણ એઅતેકાફ કરી શકે છે. (બુખારી) એઅતેકાફના દિવસોમાં સ્ત્રી પોતાના પતિને મળવા માટે જઈ શકે છે. (બુખારી) ૨૦માં રોઝાની સવારની નમાઝ પઢીને એઅતેકાફની જગ્યા પર બેસવા માટે પ્રવેશ કરવો જોઈએ. (બુખારી) રમઝાનના સિવાય બીજા મહિનાઓમાં પણ એઅતેકાફ કરી શકાય છે. (બુખારી વગેરે) એઅતેકાફના માટે રમઝાન બાદ રોઝો રાખવાની જરૂર નથી (શરત નથી) (બુખારી) એક રાત માટે પણ એઅતેકાફ કરી શકાય છે. (બુખારી)

**વઆખેરુ દઅવાના અનીલ હમ્દો લીલ્લાહે રબ્બીલ આલમીન વસલ્લલ્લાહો અલા ખયરે ખલ્કેહી મુહમ્મદીન વઆલેહી વ. સ. હ.બે હી વસલ્લમ અજમઈન.**

## ★ સમાપ્ત ★

જીવનના મધ્ય કાળના પ્રવાસમાં હીજરી સન ૧૩૩૬ ના સફર મહિનામાં પીર (સોમવાર)ના દિવસે આ પુસ્તક લખવામાં આવ્યું છે. મુતાબીક ૧૯૧૬ ઈસવી સન.

● લેખક :- નાચીઝ અબ્દુલજલીલ સામરોદી (રહ.)

## મક્તબે જલીલીયહની છપાએલી અહમ કિતાબો

(૧) તેહકીકુલ મુસન્નાહ (ઉર્દૂ)

(૨) અલહય કલુલ અઝીમ (ઉર્દૂ) (દુઆની કિતાબ)

(૩) નબી (સ.અ.વ.)ની નમાઝ (ઉર્દૂ)

(૪) તકલીદ અઈમ્મહકી અદાલતમેં (ઉર્દૂ)

(૫) આઠ રકઅત તરાવીહ કા ષબુત હનફી કીતાબોંસે (ઈસ્તેહાર)

(૬) નમાઝમેં સફબંદીકા સહીહ તરીકા (ઉર્દૂ) (ઈસ્તેહાર)

(૭) અકવાલે અઈમ્મહ (ઉર્દૂ) (ઈસ્તેહાર)

(૮) અહલે હદીષકે બારેમેં ઉલમાએ અહનાફકી આરાઅ (ઉર્દૂ)

(૯) રદ્દે લાજપુરી (લાજપુરી કી કીતાબકા રદ) (ઉર્દૂ)

(૧૦) નબી (સ.અ.વ.)ની નમાઝ (ગુજરાતી)

(૧૧) કવાનીને શરએ મોહમ્મદી (સ.અ.વ.) (ગુજરાતી)

કિતાબ મેળવવાનું સરનામું :

મકતબે જલીલીયહ
મુ. સામરોદ,
વાયા પલસાણા,
જી. સુરત (ગુજરાત)

કિતાબ મેળવવાનું સરનામું :

બશીર મહંમદ પટેલ
એસ. ટી. ડેપો રોડ,
જંબુસર, જી. ભરૂચ.
ફોન (ઓ.) ૨૨૨૨૩૦
(ઘર) ૨૨૦૬૨૧

મુદ્રક : દેશાઈ ગ્રાફિક્સ, જલાલપુરા, જંબુસર (મો. : ૯૮૨૫૪૫૩૨૧૪)